દેશ અને દુનિયા ગ્રંથમાળા




ભારતી સાહિત્ય સંઘ

## નિવેદન

કાગળોની મોંઘવારી અને અછતનું પ્રમાણ જોતાં આજે પ્રકાશનના ક્ષેત્રમાં કોઇ પણ નવું પગલું ભરવું એ દુઃસાહસ છે. છતાં આ નવી ગ્રંથાવલિનો પ્રારંભ

## નવાં પુસ્તકો

| | |
|---|---|
| વિશ્વસાહિત્યની વાર્તાઓ | ૨– ૮–૦ |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ૧–૧૨–૦ |
| મહોબતને માંડવે | ૧– ૦–૦ |
| વૈજ્ઞાનિક સમાજવાદ | ૨– ૦–૦ |
| સો વર્ષ જીવવાની કળા | ૧– ૮–૦ |

### હવે પછીની પુસ્તિકા



૨૦મી ફેબ્રુઆરીનું 'જન્મભૂમિ' જુઓ

એકી સાથે મંગાવનારને ઘેર બેઠા પહોંચાડવામાં આવશે. બાકીનાઓએ ત્રણ ત્રણ આના પોસ્ટેજના મોકલવા.

## એક સંસ્કારી પિતાએ........

● પુત્રી સાસરેથી રીસાઇને ઘેર આવી.

● સંસ્કારી પિતાએ પુત્રિને 'સંસ્કાર લક્ષ્મી' પુસ્તક લાવી આપ્યું અને તે પુસ્તકમાંનું જ્ઞાન પોતાની પુત્રીને સમજાવ્યું.

● પુત્રીને સાસરીઆમાં સર્વને પ્રિય થઇને કેમ રહેવું તે 'સંસ્કાર લક્ષ્મી'માંથી સમજાયું.

● અને પછી તે હસતે મોંએ સાસરીએ વિદાય થઇ ને પછી સુખ પામી.



◆ માતા પિતાને હર્ષ થયો



૭૫૦ ગૃહઉપયોગી વિષયો, ૧૨૫ અનેક રંગી ચિત્રો. ૬૫૦ પાના ઉપર વાંચન. સુંદર ત્રિરંગી બોક્સ

કિંમત ૫-૧૨-૦ વી. પી. ખર્ચ બાર આના

# એન. એમ. ઠક્કરની કું.,

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબઇ.

# આઝાદીની યજ્ઞજવાળા

લેખકઃ-

કરસનદાસ માણેક



પ્રાપ્તિસ્થાન

ભારતી સાહિત્ય સંઘ : મુંબઇ અને અમદાવાદ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ, ફોન નં. ૨૨૦૫૭ મુંબઇ

૧૬, શ્રીમાળી સોસાયટી, પો. બો. નં. ૭૩, અમદાવાદ

દેશ અને દુનિયાના સળગતા પ્રશ્નોનો પરિચય આપતી આ ગ્રંથમાળાનું પુસ્તક દર મહિનાની પહેલી તારીખે પ્રગટ થશે.



કિંમત આઠ આના

(ટપાલ ખર્ચ એક આનો)

પ્રકાશક
લક્ષ્મીદાસ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
૧૩૯, મેડોઝ સ્ટ્રીટ–મુંબઈ.

મુદ્રક
અમૃતલાલ પ્રભાશંકર સાતા
સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ.

# ૧૮૫૭ નું સ્વપ્ન

**આ**ઝાદી !

કેટલો મધુર અને પ્રેરક શબ્દ !

૧૮૫૭ નું એ સ્વપ્ન ! ૧૯૪૩ ના જાન્યુઆરીની ૨૬ મી સુધી તો હજૂ એ અસિદ્ધ જ રહ્યું છે.

અને છતાં તે વખતે કેટલી સમીપ લાગતી હતી એની સિદ્ધિ ! ફક્ત સમીપ જ નહિ, બલ્કે કહો કે આઝાદીનો સૂર્ય તે વખતે પળ બે પળ માટે ઊગીને પછી પાછો ગાઢ અંધકારમાં વિલીન થઇ ગયો !

અને એક રીતે જોઇએ તો, તે વખતના સંયોગો આજના કરતાં વધારે અનુકૂળ હતા. પ્રજા સશસ્ત્ર હતી; અને ટોપીવાળાની હકુમતના પાયા હજુ ઊંડા ઉતર્યા ન્હોતા. હિંદુ-મુસલમાન અને શીખ, ભારતમૈયાના ત્રણેય સંતાનો સ્વાધીનતાના એ પુણ્ય સત્રની આહુતિઓ બનીને હોમાઇ જવા તત્પર હતા. મુગટધારીઓ અને મુફલિસો, અમીરો અને ફકીરો, સાક્ષરો અને નિરક્ષરો, સૈનિકો અને સામાન્ય જનો, દલિતો અને ઉચ્ચ વર્ગો—એવા એવા ભેદ ન્હોતા આઝાદીના એ જંગમાં.

અને હજૂ તો થોડા જ વરસો પહેલાં, એ સૌએ આઝાદી જોઇ

હતી, અનુભવી હતી, માણી હતી. હજૂ થોડાં જ વરસો પહેલાં તેમની પોતાની મગરૂર નજર સામે ટોપીવાળાઓને તેમણે અનેક લડાઇઓમાં શિકસ્ત ખાતા જોયા હતા. હજૂ થોડા જ વખત પહેલાં પોતાના માદરે-વતનના તેઓ કુલમુખત્યાર માલિકો હતા. તેમની સંમતિ કે અનુમતિ વગર વતનનું પાંદડું પણ ફરકી શકતું ન્હોતું.

અને જોતજોતામાં, તેમની જ આંખો સામે, પણ તેઓ સમજી શકે તે પહેલાં જ, સેતુબંધથી હિમાલય સુધીના આખા દેશમાં એક ભયંકર પલટો થઇ ગયો હતો. તેની પરવાનગીથી તેમની સાથે વેપાર કરીને ધન રળવા આવેલ પરદેશીઓ તેમની ધરતીના ધણી-રણી બનીને બેસી ગયા હતા. મહેમાન બનીને આવ્યા હતા તે માલિક બનીને મહાલવા માંડયા હતા; અને પોતે, ધરતીના છોરૂ, એ નવા માલિકોને હાથે ટકાના ત્રણને તોલે હડધૂત થઇ રહ્યા હતા.

અને એ નવા માલિકો હતા કોણ? હિંદુઓ, મુસલમાનો અને શીખો, આપસમાં અસંખ્યવાર લડતા તેની ના નહિ; પણ એ ત્રણે ય તો એક જ ધરતીનું ધાવણ ધાવી ધાવીને મોટા થયા હતા. આવેશના કેફમાં એક બીજાના ગળાં પણ તેઓ કદી કદી કાપતા, પણ એક બીજાનાં અંતરોને તો તેઓ અચુક ઓળખતા જ. તેમની તકરારો ભાઇઓની તકરારો જેવી હતી. તેમની બોલીચાલી, રહેણીકરણી, પહેરવેશલેબાશ, વિચારસૃષ્ટિ બધી એક સરખી. વળી તેમનામાંથી કોઇ એક પક્ષ જીતે કે હારે-પરંતુ એ હારજીતથી તેમની ધરતીને તો એકંદર સરખાં જ લાભહાનિ થતાં.

પણ આ નવા માલિકો? એમને તો હિંદુ, મુસલમાન કે શીખ-હિંદી નામ સાથે સ્નાન કે સુતક નહિ. તેમનો રંગ જૂદો, રૂપ જૂદું, તુખ્મ અને તાસીર જૂદાં, ભાવ અને ભાષા જૂદાં, વતન અને વાલી જૂદાં, દીન અને ઇમાન જૂદાં! તેમને મન તો 'કાળો' માત્ર તેમના તોતિંગ વૈભવ-રથને સુખચેનની સડક ઉપર જીવનના આખરી દમ

સુધી ખેંચનાર બળદ! પશુ! અને પશુ સાથે માન કે મહોબ્બતભર્યો વર્તાવ શો? ન્યાય અને નીતિમત્તામાં એ પશું શું સમજે?

૧૭૫૭ માં, પલાશીમાં,—એને આપણે યુદ્ધ નહિ કહીએ—મુસલમાન મીરજાફર અને હિંદુ અમીચંદની નિમકહરામી ઉપર અંગ્રેજી હકુમતની ઇમારતનું ચણતર શરૂ થયું. તે પછી એક સદી સુધી એક તરફ એ ઇમારત, પલાશીએ આપેલ 'પ્લૅન' પ્રમાણે, ચણાતી ગઈ; અને, બીજી તરફ, એ ઇમારત સામેનો હિંદી પ્રજાનો રોષ પણ વધતો વધતો પરાકાષ્ટાએ પહોંચ્યો. હિંદી પ્રજા, શું મુસલમાન કે શું શીખ–હિંદુ, દીલેરી અને પરાક્રમને પીછાણતી હતી; અરે, ઝનુન અને કત્લેઆમ સુદ્ધાંને પણ તે સમજી શકતી હતી; રાજકાજમાં શેતરંજબાજીનો પ્રયોગ થાય એ પણ તે જાણતી હતી. પરંતુ કદમે કદમે કપટના જ દાવો ખેલનારાઓ સાથેનો તેનો આ પ્રથમવારનો જ પરિચય હતો. બોલેલા કે લખેલા શબ્દ ઉપર ઇતબાર જ ન મુકી શકાય એવાં નીતિધોરણો સાથે તેની તવારીખનો આ પહેલવહેલો જ પનારો હતો.

એટલે જ ૧૮૫૭ ની સાલ ઉગી અને જોષીઓએ જોશ જોવા શરૂ કર્યા હતા કે કંપની સરકારનું રાજ્ય આથમવાની અવધિ આવી ચુકી છે! ૨૩ મી જુન ૧૭૫૭ ને દિવસે, કલાઇવની કપટજાળે જે સર્જ્યું, તે મહાકાળની ઝપટઝાળે ૧૮૫૭ ના જૂનની ૨૩ મીએ, ભસ્મીભૂત થવું જ જોઇએ ને!

પણ આપણે કંઇ અહિં ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય યુદ્ધની તવારીખ આલેખવા નથી બેઠા. આપણે તો, આજના આઝાદી–દિને, લગભગ એક સૈકા જૂની આપણી સ્વરાજ–યાત્રાના સીમાચિહ્નોનું પુણ્યસ્તવન કરવા જ પ્રવૃત્ત થયા છીએ માત્ર!

## પૂર્વરંગ

આપણા આઝાદી–જંગની સિપેહસાલારી લઇને બેઠેલી આપણી રાષ્ટ્રીય મહાસભા ૧૮૮૫ ના ડિસેમ્બરની ૨૮ મીતારીખે પહેલી-

વાર મળી. ૧૮૫૭ અને ૧૮૮૫–એ બે વચ્ચે ૨૮ વરસો. એ લગભગ પા સદી જેટલો સમય, સ્વાધીનતાના પ્રથમ સંગ્રામમાં હારી બેઠેલી આપણી પ્રજાએ, કોઈ કારમી ચોટ વાગતાં માણસ ભાનસાન ભૂલી કળ વળે ત્યાં લગી નિશ્ચેષ્ટ બેસી રહે, તેમ નિરાશાજન્ય નિષ્ક્રિયતામાં વ્યતીત કર્યો એમ નહિ જ કહી શકાય. જેને અત્યારે રાજકારણી પ્રવૃત્તિઓને નામે આપણે ઓળખીએ છીએ તેવું અલબત્ત તે વખતે કશું ન્હોતું. પરંતુ ૧૮૫૭ થીયે પહેલાં, વિદીર્ણ બનેલ પ્રજાજીવનનાં ઘણાખરાં અંગોની શરૂ થયેલી મરમ્મત અને સારવાર, ૧૮૫૭ ની મહાનિષ્ફળતા પછી પણ લગભગ અખંડ કહી શકાય એવી રીતે ચાલુ રહી હતી. પરોક્ષ રીતે પણ, રાષ્ટ્રીય જાગ્રતિનાં બીજોનું વાવેતર થયે જતું હતું.

પલાશી પછી લગભગ વીશ વરસે–૧૭૭૭ માં–જેમની જીવનલીલા શરૂ થઈ એવા રાજા રામમોહનરાયનું નામ સતીની પ્રથાના લોપ સાથે સંકળાએલું છે. પણ એમનું જીવનકાર્ય એથી ઘણું વધુ વ્યાપક હતું. પ્રજા–આત્મામાં ઘર કરીને બેઠેલી જડતા તેમને સાલતી હતી. એ જડતાના મૂળ ઉપર તેઓ પ્રહાર કરવા ઇચ્છતા હતા. હિંદી પ્રજાને શિક્ષણ પ્રાચ્ય પદ્ધતિએ આપવું કે પાશ્ચાત્ય પદ્ધતિએ, એ ૧૮૩૦ના અરસામાં બહુ જ ઉગ્રરૂપે ચાલેલી ચર્ચાચર્ચીના પલ્લાંને, પોતાનાં વજન, વ્યક્તિત્વ અને વિદ્વત્તાથી તેમણે પાશ્ચાત્ય શિક્ષણની તરફેણમાં નમાવ્યું હતું, તે પણ આ જ આશયને લક્ષ્યમાં રાખીને.

અને તે પછીના કેશવચંદ્ર સેન અને દયાનંદ સરસ્વતી. એકે પોતાના અસ્તિત્વ માટેનું એકેએક પ્રયોજન ગુમાવી બેઠેલી રૂઢિઓની જડ જમાત સામે જેહાદ જગવી; બીજાએ ભારત સંસ્કૃતિના વિસ્મૃત ગૌરવ પ્રત્યે પોતાની લાક્ષણિક વીર્યવત્તાથી પ્રજાને આદરવંતી કરી. **एको बलवान् विद्यावताम् शतमाकम्पयते** । એવા ઉપનિષદ્ ઘોષથી પ્રજાને બલોપાસનાનો પાઠ શીખવ્યો.

આ સંદર્ભમાં, શ્રી. રામકૃષ્ણ પરમહંસ અને એમના મહાન

શિષ્ય શ્રી વિવેકાનંદ સરસ્વતી, થિઓસોફિકલ સોસાયટિ અને એનાં આદ્ય સંસ્થાપિકા શ્રીમતી ઍની બિઝેન્ટ, જેવાં નામોનો ઉલ્લેખ આપણે સાદર કરી લઈએ. ચિરપ્રસુપ્ત અને પતિત એવી એક મહાપ્રજાના ઉત્થાનમાં આવી વિભૂતિઓનો ફાળો કાંઇ જેવોતેવો નથી. રાષ્ટ્રીય મહાસભાના ઇતિહાસના લેખક શ્રી પટાભી સીતારામૈયા કહે છે તે પ્રમાણે એ સૌની "પ્રવૃત્તિઓ હિંદી રાષ્ટ્રીયતાની ભાવનાદોરને ગુંથનાર તન્તુઓ જેવી હતી."

ગંગોત્રી અને જન્મોત્રીના જ માત્ર જેમણે દર્શન કર્યાં હોય તેમને હઝારો ચોરસ માઇલોના વિસ્તારોને ધનધાન્યપુષ્પભર શસ્યશ્યામલ બનાવતાં મંદાકિની અને કાલિન્દીના અફાટ જળવિસ્તારોની ભાગ્યે જ કલ્પના આવી શકે. ૧૮૫૭ ના મહાન પ્રયત્ન પછી ભારતીય રાજકારણના શબ્દકોશમાંથી લુપ્તપ્રાયઃ થયેલ આઝાદી શબ્દ આજે તો આબાલવૃદ્ધ સૌના જીગરોનાં અને જીભ ઉપર રમી રહ્યો છે. પણ એ શબ્દનું સાચું મૂલ્ય સમજવા માટે, એને પુનરુજ્જીવિત કરવા માટે અસંખ્ય બત્રીશાઓએ આપેલી બલિદાનોની ગૌરવ–ગાથા આપણે એકવાર ફરીથી તાઝી કરવી પડશે.

પૃથ્વીના કોઇ પણ ખુણામાં જઇને જુઓ, આઝાદીના યજ્ઞોનો ઇતિહાસ સર્વત્ર એક સરખો જ છે. શાસનકર્તાઓની હૃદયહીનતાએ જ સ્વાતંત્ર્યયજ્ઞોની પુણ્ય જ્વાળાઓને સદા ભભુકતી અને ઝગમગતી રાખી છે. પીડિતો પ્રથમ તો કરુણાના એક કટકાનીજ ભીખ માગે. એ ન મળે ત્યારે એમનો આત્મા ચિંતનને ચકરાવે ચડે. 'જેમનામાં દયાનો છાંટો નથી, માનવતાનો લેશ નથી, એવાઓની કદમબોસી કરવા માટે જ શું કિરતારે એમને સર્જ્યાં હશે?' નિરાશાની પળોએ, વારંવાર આ પ્રશ્ન તેમના અંતરમાં ઉઠે. અને એ પ્રશ્નમાંથી, કોઇ નૂતન પ્રકૃતિમર્મ વૈજ્ઞાનિકની આંખ સામે એકાએક ઝબુકી ઉઠે તેમ, એક સનાતન સત્ય એ પીડિતોનાં ચક્ષુઓ સામે ચમકી જાય! અમારા ઉપર રાજ્ય કરવાનો કોઇ અન્યને

અધિકાર શો ? પછી તો સ્વભાન અને સ્વમાનના ઝંઝાવાતો જાગે, તેમની વિચારસૃષ્ટિ અને ભાવનાસૃષ્ટિમાં ઉથલપાથલ થઇ જાય, નવાં મૂલ્યાંકનો એમની બુદ્ધિ આંકતી જાય, નવી આદર્શભૂમિકાઓ એમનાં કલ્પનાચક્ષુઓને દેખાતી જાય, નવી ભાષા એમની જીભ ઉચ્ચારતી જાય અને નવું જોમ એમના અંગોમાં આવતું જાય! હજૂ હમણા જ જેઓ 'આટલું આલો, માબાપ!'' એમ કરતાં કરતાં મુખો વિકાસીને ઉભા રહેતાં, તેઓ જ ''અમારૂં છે તે અમને આપ્યે જ છુટકો! એમાં અમારો વિરોધ કરશે તે પોતાની સલામતીને જોખમમાં નાખીને!'' એવી ભીષણ ગર્જના કરતા થઇ જાય.

નોંધ પાત્ર છે કે ૧૮૮૭ માં રાષ્ટ્રીય મહાસભાના મુંબઇ ખાતે મળેલા પહેલા અધિવેશનમાં 'આઝાદી' શબ્દનો ઉચ્ચાર સરખો પણ નહોતો કરવામાં આવ્યો. એણે પસાર કરેલ નવ ઠરાવોનો ખરડો જોતાં, શાસનકર્તાઓના તે વખતના માનસની નિર્ભેળ આપખુદી અને પ્રજાકીય અગ્રણીઓની ટાઢી અને વફાકાર સબુરીની પરાકાષ્ટા—બન્ને એક સાથે જ દૃષ્ટિગોચર થાય છે. આજે પંચાવન વરસે પ્રજાની એ સબૂરી ભૂતકાળની કન્દરામાં વિલીન થઇ ગઇ છે, અને એક 'ઉઘાડા બળવા' સોંસરવી આજે પ્રજા પસાર થઇ રહી છે; પરંતુ રાજ્યકર્તાઓનું માનસ—જુદા લેબાશમાં—એવું ને એવું આપખુદ છે. જગત આખું ભલે પલટાય, પણ બ્રિટિશ સામ્રાજ્યવાદનો કાળમીંઢ ખડક, પ્રજામતના અખંડ અને અવિરત ધોધપછાડને પડકારતો એવી ને એટલી જ જડ દૃઢતાથી આજે પંચાવન વરસો પછી પણ ઉભો છે.

## સવાઇ શાહેનશાહ

પ્રજાની એ ટાઢી સબુરીને અત્યારની ઉત્કટ, ઉગ્ર અને સરોષ તાલાવેલીના રૂપમાં પલટાવી નાખનાર અનેક તત્ત્વોમાં, સૌથી મોટું તત્ત્વ, કદાચ રાજકર્તાઓની આ જડતા જ હશે. ૧૮૫૭ પછી, હિંદી પ્રજાને એનું પહેલવહેલું અને સોળે કળાએ દર્શન આ

સદીના આરંભમાં થયું. સવાઇ શહેનશાહ જેવો લોર્ડ કર્ઝન ત્યારે વાઇસરોય હતો. એણે સામ્રાજ્યવાદી અગમચેતી વાપરીને વિશ્વવિદ્યાલયોનાં દ્વાર આમ જનતા માટે બંધ કર્યાં. ઉચ્ચ કેળવણીને ઉપલા અને મધ્યમ વર્ગના મુઠ્ઠીભર માનવીઓના ઇજારાની વસ્તુ બનાવી. એણે પોલિસ દળના ઉચ્ચાધિકારમાંથી હિંદીઓને બાતલ રાખી પોલાદી ચોકઠાંને વધુ પોલાદી બનાવ્યું. એને બ્રિટનના સામ્રાજ્યમાં જેટલી શ્રદ્ધા હતી, તેટલો જ તિરસ્કાર ભારતના આત્મા પ્રત્યે હતો. પરાજિત ભારતને આત્મા જેવું કશું છે કે કેમ તે પણ તેને મન શંકાની વાત હતી! બ્રિટિશ બરકન્દાજોને ખેંચી લેવામાં આવે તો બંગાળની ધરતી ઉપર ભાગ્યેજ કોઇ રૂપીઓ કે માનવી સુરક્ષિત રહે એવી એની માન્યતા હતી! એવા પામર માનવીઓ પાસે દંભની પણ શી જરૂર? એટલે કર્ઝનના જમાનામાં શાહીવાદ નગ્નસ્વરૂપમાં પ્રકાશ્યો. 'રાજવહીવટ અને પ્રજાશોષણ બન્ને સાથેજ હાથ મિલાવીને ચાલે' એવો એનો પોતાનો જ ગોરા વેપારીઓને આદેશ...

બંગભંગ એની નીતિનું પરિપક્વ ફળ. ભૂગોળે અને ઇતિહાસે જેને એક અને અખંડ સરજ્યાં છે તેને બ્રિટિશ શાસકો, ચાહે તો, લેખણની એકજ ચાલે ખંડિત કરી શકે છે એ હિંદીઓએ સૌથી પહેલાં ત્યારે જોયું !...અને તેમનો રોષાગ્નિ ભભુકી ઉઠ્યો !...

હજુ થોડા જ વખત પહેલાં ગોરી પ્રજાઓની અજેયતાનો ભ્રમ જાપાને તોડી નાખ્યો હતો. હડધૂત, પદાક્રાન્ત, અપમાનિત એશિયાની એક નાની પ્રજાએ જેનાથી બ્રિટન પણ બ્હીતું એવી, અડધા યુરોપને આવરી બેઠેલ ઝારશાહી સામે, હિંસક યુદ્ધમાં, આધુનિક શસ્ત્રાસ્ત્રોની સહાયતા વડે વિજય મેળવ્યો હતો. બ્રિટનની ધુંસરીને શા માટે ત્રીશ કોટિ સંતાનોની માતા ન ફેંકી દે!

એટલે એક નાની શી ચાંપ ઉપર આંગળી મુકતાં વેંત જેમ કોઈ વિરાટ યંત્રની નાની મોટી અસંખ્ય ચક્રાવલિઓ ફરવા માંડે, તેમ બંગભંગની સાથેજ હિંદભરમાં ઠેર ઠેર આન્દોલનો અને દમનોની એક

ભીષણ ઘટમાળ જ શરૂ થઇ ગઇ. સભાઓ, સરઘસો અને હડતાળોથી દેશ ગુંજી ઉઠ્યો. આઝાદી અને શહાદતની ભાવનાથી તરબોળ તરુણો 'પરવાના બન કર' ક્રાન્તિની આગ સળગવાની પ્રતીક્ષા કરવા લાગ્યા.

આ આખા દારૂ ભંડારમાં પહેલો તણખો મૂક્યો સરકારે: એની હંમેશની પદ્ધતિ પ્રમાણે. રાષ્ટ્રીય આન્દોલનો જે અન્યાયની નાબૂદી માગતા હતા તે અન્યાયો દૂર કરવાને બદલે તેણે એ આન્દોલનોને જ વધુ રોષ અને વધુ અન્યાય માટેનાં કારણો બનાવી દીધાં. હમદર્દી અને સમાધાન જેવા શબ્દો પરદેશી હાકેમોના શબ્દકોશમાં ક્યાંથી હોય !

"કદાચ રક્તપાત પણ આવશ્યક બને!" એવી લેફ્ટેનેન્ટ ગવર્નર સર બિ ફુલરની ધમકી સાથે "ગુરખા પલટણ પૂર્વ બંગાળમ ઉતરી." શ્રી પટ્ટાભી સીતારામૈયા લખે છે. "અને એ વખતે પંડિત માલવીયે બતાવ્યું છે તે પ્રમાણે, હિંસાનો એક પણ બનાવ પ્રજાને હાથે હજૂ બનવા પામ્યો ન હતો. પરંતુ જેમ વધુ જોશદાર ફટકો લાગતાં દડો વધુ ઉંચો ઉછળે, તેમ ૧૯૦૫–૧૯૦૬ નો રાષ્ટ્રીય જુસ્સો દમન-આવેગથી ઉલ્ટાનો વધતો જ ગયો. કોઇ પણ ખુણે બનતા બનાવોનો પ્રત્યાઘાત આખા દેશમાં ગુંજી ઉઠતો. બંગાળની સાથે તે વખતે આખા દેશે આત્મીયતા સાધી લીધી. પ્રત્યેક પ્રાંતે પોતપોતાને થએલ નાનામોટા અન્યાયો માટેનો અત્યારલગી રૂંધી રાખેલ રોષ આ વખતે એકસાથેજ ફાટી નીકળ્યો. પંજાબમાં કેનલ કોલોનાઇઝેશન બીલને અંગે સરકાર વિરૂદ્ધ જબરદસ્ત ધમાલ થઇ–જેને અંગે પાછળથી લાલા લજપતરાય અને સરદાર અજીતસિંહને દેશનિકાલની સજા થઇ. કલકત્તા મહાસભાએ પોતાના પ્રમુખ તરીકે આ સમયે સુયોગ્ય એવા હિંદના દાદા દાદાભાઇ નવરોજીની વરણી કરી હતી અને એમણે 'સ્વરાજ' શબ્દને હિંદના રાજકારણમાં પહેલીવાર દાખલ કરીને એંગ્લો-ઇન્ડિયન બળતામાં ઘી હોમ્યું."

સ્વદેશી, રાષ્ટ્રીય શિક્ષણ અને બહિષ્કાર-એ ત્રણ બંગભંગ

અંગેના આન્દોલનોનાં ફળો. બહિષ્કારનું પ્રથમ દર્શન હિન્દની ધરતી ઉપર ૭ મી ઑગસ્ટ ૧૯૦૫ ને રોજ થયું. ૧૬ મી ઓકટોબરે બંગભંગદિન ઉજવાયો. દમન અને આંદોલન એક બીજાને વેગ આપતાં ગયાં.

૧૯૦૭ના ઑગસ્ટ સુધીમાં તો પરિસ્થિતિ એટલી ગંભીર બની ગઇ કે જેમની સમતોલના વિષે સરકારને ભાગ્યે જ શક જાય એવા શ્રી. ગોખલે વિષે પણ લોર્ડ મિન્ટોને કહેવું પડ્યું: "હું માનુ છુ કે એનું અંતર પ્રમાણિક છે. પણ તાજેતરમાં એણે જે ભાગ ભજવ્યો છે તે જોઇને તો હું કંટાળી જ ગયો છું."

લાલ, પાલ અને બાલની યશસ્વી ત્રિપુટિવાળા વિપિનચંદ્ર પાલનો અને અરવિન્દ ઘોષનો, એક રીતે, આ સમય કહી શકાય. શ્રી અરવિન્દ તો રાષ્ટ્રીય શિક્ષણનું સુકાન સંભાળી લેવા માટેજ વડોદરેથી બંગાળ આવેલ...

૧૯૦૮ માં પરિસ્થિતિ વિકટતાની ટોચે પહોંચી. 'યુગાન્તર,' 'સંધ્યા' અને 'વંદેમાતરમ' ઉપર સરકારી જપ્તીઓ બેસી ગઇ. 'સંધ્યા'ના તંત્રી બ્રહ્મબાંધવ ઉપાધ્યાય હોસ્પિટલમાં જ મૃત્યુ પામ્યા. અને શ્રી. અરવિન્દ કારાવાસોની અનેક યાતનાઓ સહન કરીને પોંડિચરી તરફ વિદાય થયા.

અને એજ વરસના એપ્રિલની ૩૦ મીએ મુઝફરપુરમાં બે બોમ્બ પડયા. ફેંકનારાઓનું નિશાન તો ડિસ્ટ્રિક્ટ જજ મિ. કિંગ્સફર્ડ હતા, પરંતુ બંબ પડયા કમનશીબે બે ગોરી બ્હેનો ઉપર.

આ તરફ મહારાષ્ટ્રમાં બાલ ગંગાધર ટિળક અને આંધ્રમાં શ્રી હરિ સર્વોત્તમ રાવ અને બીજા બે આગેવાનો ૧૩ જુલાઇ ૧૯૦૮ ને દિન પકડાયા. પાંચ દિવસના મુકદમા પછી ટિળકને ૭ વરસની દેશનિકાલની સજા મળી. અને એમાં ૧૮૯૭ ની એમની સજામાંથી માંડી વાળેલ ૭ મહિનાની મુદતનો ઉમેરો કરવામાં આવ્યો.

રાવને ત્રણ વરસની સજા મળી. સભાઓ અને પત્રો ઉપર નવા પ્રતિબંધો મુકતા કાયદા ઘડાયા....રાજદ્રોહને શમાવવા માટે જેટલું થઇ શકે તેટલું બધું થયું.

પણ આ બધાનું પરિણામ એક જ આવ્યું; હંમેશાં આવે છે તે. જે 'રાજદ્રોહ' અત્યાર લગી ભારતની ધરતી ઉપર પ્રગટરૂપે વિચરતો હતો, તેણે ભૂ-ગર્ભમાં આશરો લીધો.. અને રિવોલ્વર અને બોમ્બ એ તેના આયુધો બન્યાં...અને એની ઝાળ ઠેઠ લંડન સુધી પહોંચી. ૧૯૦૭ માં સર કર્ઝન વાઇલીના ખુન માટે મદનલાલ ઢીંગરા ફાંસીએ ચડયો અને એનું નામ આખા દેશની જીભ ઉપર રમી રહ્યું મહારાષ્ટ્રમાં જેકસનનું ખુન થયું...

આ 'રાજદ્રોહ'નો ન તો મિન્ટોમોર્લિ સુધારાઓ ઇલાજ કરી શકયા કે ન તો વાઇસરોયની કારોબારીમાં પ્રથમવાર પ્રવેશ પામેલ એકાદ બે હિંદીઓ તેને દૂર કરી શકયા. શ્રી ગોખલે ઘણીવાર કહેતા તેમ 'મોડા મોડા દાખલ કરવામાં આવતા સુધારાઓની "કીંમત અર્ધી થઇ જતી અને શોભા તો રહેતી જ નહિ."

અને બધા અનર્થોનું મૂળ બંગભંગનો મહાઅન્યાય તો હજૂ ઉભો જ હતો. આખી પ્રજાના હૃદયમાં ભોંકાઇ રહેલ એ કાંટો દૂર ન થાય ત્યાંસુધી શાંતિની આશા નિરર્થક, એવી તે વખતના ભારત-મંત્રી લોર્ડ મોર્લિને પણ પ્રતીતિ થઇ ગઇ.

પણ હિંદની નોકરશાહીને માટે તો એ હવે 'ઇજ્જત'નો સવાલ થઇ પડયો હતો! એ પોલાદી ચોકઠાંને પ્રાણ જેવું કંઇ પણ હોય તો તે 'ઇજ્જત'! એ જાય પછી તેને માટે રહ્યું શું?

એટલે એક તરફ, જેની નિષ્ફળતા અને નિરર્થકતાની લોર્ડ કર્ઝન સુદ્ધાં એના એકકે એક પ્રણેતાને પ્રતીતિ થઇ ગઈ હતી અને જેનું એકકેક દિવસનું અસ્તિત્વ રાજની શાંતિ અને સ્વસ્થતા સામે

પ્રચંડ પડકારરૂપ બની રહ્યું હતું તે બંગભંગ, અને બીજી તરફ ગોરી નોકરશાહીના સર્વસ્વ જેવી ઇજ્જત—એ વચ્ચે પડી ગયેલી આંટીમાંથી માનભર્યો ઉકેલ શોધવામાં બ્રિટિશ રાજતંત્રનાં ઊંચામાં ઊંચાં ભેજાં ગુંથાઇ ગયાં.

એટલામાં, મિન્ટોની અવધિ પુરી થઇ. એની જગ્યાએ વાઇસરોય પદે નિમાઇને લોર્ડ હાર્ડિંજ આવ્યો. ભારતમંત્રીનું સ્થાન મિડલટનને બદલે લોર્ડ ક્રૂયુએ સંભાળી લીધું; અને સમ્રાટના રાજ્યાભિષેકનો વિધિ પણ બરાબર આ જ ટાંકણે ઉપસ્થિત થયો.

ચિરક્ષુધિત માણસ જેમ રુચિકર પકવાન્નોને વધાવી લે, બરાબર તેમજ સરકારે આ ત્રિપુટીયોગને, બહાદુરીથી પાછું પગલું ભરી લેવાના અવસર રૂપે વધાવી લીધો; અને 'આન્દોલનોથી ડરી જઇને નહિ પરંતુ કેવળ સ્વેચ્છાથી 'જ' નોકરશાહીએ એકને બદલે બે નિર્ણયો કરી નાખ્યા: બંગાળને ફરી એક કરવાનો અને હિંદની રાજધાનીને કલકત્તાથી દિલ્હી લઇ જવાનો. ૧૨ મી ડિસેમ્બર ૧૯૧૧ ને દિન, દિલ્હીમાં રાજ્યાભિષેક વિધિ પછીના પોતાના ભાષણમાં નામદાર સમ્રાટે આ બે નિર્ણયોની જાહેરાત કરીને "અમારી વ્હાલી પ્રજા, આ ફેરફારોને પરિણામે વધુ સુખસંપત્તિના માર્ગે પ્રયાણ કરશે" એવી આશા વ્યક્ત કરી.

આમ એક પ્રાંતના પ્રશ્ન ઉપર સંગઠિત બનીને ભારતે પોતાની અખંડિતતાનું એકવાર ફરીથી પ્રદર્શન કર્યું. ૧૯૧૧ ના ડિસેમ્બરમાં કલકત્તા ખતેના મહાસભાના અધિવેશનમાં સુરેન્દ્રનાથ બેનરજીએ બંગાળની વતી આખા ભારતવર્ષનો ઉપકાર માન્યો અને 'એક સ્વતંત્ર અને સમવાયતંત્ર--બદ્ધ સામ્રાજ્યના સ્વરાજ ભોગવતાં બીજા અંગોમાંનું હિંદ પણ એક અંગ બનશે અને ઇંગ્લાંડ સાથેના આપણા અવિચ્છેદ્ય સંબંધની મધુરતાનો અને નવજાત સ્વાધીનતાના અમૃતનો આનંદ આપણે ચિરકાલ માણશું" એવી આશા પણ રજૂ કરી.

પણ અફસોસ, તે વખતની એ 'નવજાત સ્વાધીનતા' માત્ર મૃગજળ નીવડી! બંગભંગ ગયો; પણ નોકરશાહીએ એ નિમિત્તે ઘડેલ દમન--શસ્ત્રોને એ પોતાની પાછળ મુકતો ગયો. રાજદ્રોહી સભાઓનો ખરડો (૧૯૦૮) પ્રેસ ખરડો (૧૯૦૮) ક્રિમિનલ લૉ એમેન્ડમેંટ એકટ (૧૯૧૦) અને પેલો પ્રાચીન લાગે તેટલો જૂનો ૧૮૧૮ નો રેગ્યુલેશન એકટ--એ નવજાત આઝાદીના મૂળિયાં ખોદવા માટે પાછળ રહ્યા હતા. સ્વદેશી ઉપરનો કરવેરો પણ આ અસંતોષમાં ભરતી કરવા હાજર હતો; અધુરામાં પુરૂં, લોકમાન્ય ટિળક અને બીજા અગ્રણીઓ હજૂ કારાવાસમાં હતા..

૧૯૧૨ માં રાજધાની કલકત્તાથી દિલ્હી ખસેડવામાં આવી. પાટનગર--પ્રવેશનો સમારંભ નોકરશાહીએ ગોઠવ્યો. વાઇસરોય હાર્ડિંજ હાથી ઉપર બેસીને ઠબદબાપૂર્ણ એક સરઘસની સાથે દિલ્હીમાં દાખલ થતા હતા અને તેમના ઉપર એક બોમ્બ પડયો ..અને એની સાથે હિંદી રાજકારણમાં પણ એક ધડાકો થયો. વાઇસરોય તો દૈવયોગે બચી ગયા પણ એકાદ બે વરસ થયાં સ્હેજ હળવી બનેલી નોકરશાહીની પકડ ફરી પાછી મજબૂત બની ગઈ. નોકરશાહીના આક્રમણનો ઘણોખરો ભાગ, અલબત્ત, વર્તમાનપત્રોની પીઠ ઉપરજ હતો.

એવામાં એક મહાન ઘટના જગતના રંગમંચ ઉપર બની ગઈ. યુરોપના સામ્રાજ્યલોલુપ રાષ્ટ્રોએ યાદવાસ્થળી મચાવી મૂકી. અને વિશ્વયુદ્ધ સળગી ઊઠયાના સમાચાર જનતા જીરવી શકે તે પહેલાં તો જર્મન કૈઝરના ધાડાં પેરિસ નગરની ભાગોળ આગળ આવીને બ્રિટન અને એના તમામ મિત્રોને ભયભીત બનાવી રહ્યાં.

એટલે યુદ્ધ શરૂ થતાં વેંત લોર્ડ હાર્ડિંજે કોઇની પરવાનગી કે સંમતિની પરવા કર્યા વગર જ હિંદી સૈન્યને અસહાય બ્રીટનની સહાયતા અર્થે ફ્રાન્સમાં મોકલી આપ્યું. માર્સેલ્સ બંદરે ઉતર્યા પછી એક પણ દિવસના આરામ વગર, અખંડ કૂચ કરતું કરતું, આગળ

વધતી જર્મન-લહરીઓને અવરોધવા માટે આ સૈન્ય ઠેઠ રણમોરચાઓ સુધી આવી પહોંચ્યું; અને એક અતિ વિકટ એવી અણીની પળે મિત્રરાજ્યો ઉગરી ગયાં.

સામ્રાજ્ય ઉપર તૂટી પડેલી આ વિરાટ આપત્તિને અવસરે હિંદી મહાસભાનું વલણ સંપૂર્ણ વફાદારીનું હતું. બ્રિટનના યુદ્ધમાં હિંદ શા માટે સંડોવાય એવો પ્રશ્ન પણ ત્યારે સંભવિત નહોતો.

૧૯૧૪ ના વિશ્વયુદ્ધની શરૂઆતે હિંદી રાજપુરૂષોને એક સત્ય સમજાવ્યું. તે સત્ય એ કે સામ્રાજ્ય બ્રિટનને ખાતર છે, બ્રિટન સામ્રાજ્યને ખાતર નથી! હિંદમાં સૈન્ય છે. એના નિભાવનો જંગી ખર્ચ હિંદી ખેડુતોની ખાંધ ઉપર છે. એ સૈન્ય હિંદના રક્ષણ માટે છે એમ કહેવાય છે; પણ ખરી રીતે એ સૈન્ય હિંદ બ્રિટનના કબ્જામાં જળવાઇ રહે એટલા માટે જ છે. એ સૈન્યને હિંદી સૈન્ય કહેવા કરતાં, પરાજિત હિંદ ખાતેનું બ્રિટિશ લશ્કર કહેવું જ વધુ ઉચિત છે. આ સૈન્ય જે બ્રિટનને માટે હિંદનું રક્ષણ કરી રહ્યું છે, તે બ્રિટન જ નષ્ટ થઇ જાય તો પછી હિંદને કરવું છે શું?

૧૯૧૪ની મહાસભાએ હિંદી પ્રજાએ દાખવેલી આ "વફાદારીના બદલામાં" શું માગ્યું? પ્રાંતિક સ્વરાજની પ્રતિજ્ઞાનું પાલન અને સમન્વય-બદ્ધ સામ્રાજ્યના એક અંગ તરીકે હિંદના સ્થાનનો સ્વીકાર! વિશેષે કશું જ નહિ.

## સ્વરાજનો મંત્ર

'વફાદારીના બદલા'ની મહાસભાની આ વૃત્તિ સામે રોષ દાખવનાર વ્યક્તિઓમાં અગ્રગણ્ય હતાં શ્રીમતી એની બીસેન્ટ. સ્વાયત્ત-શાસન કે સ્વરાજ એ કોઇની વફાદારીનું પારિતોષિક નહિ પણ પ્રત્યેક પ્રજાના અધિકારની વસ્તુ છે એ સિદ્ધાંત સાથે આ પ્રાણવતી વિદુષી સન્નારી હિંદી રાજકરાણના રંગમંચ ઉપર આવ્યાં. હિંદ માટે એમણે આ સિદ્ધાંતના આધારે સ્વરાજની માગણી કરી. હોમરૂલનું આન્દોલન ભારતવ્યાપી બનાવ્યું. સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણનો

એ જ ત્રિવિધ કાર્યક્રમ ફરી પાછો પૂરવેગથી શરૂ થયો. નવા આન્દોલન પ્રત્યે હંમેશની પેઠે વિદ્યાર્થીઓ વિરાટ સમુદાયમાં આકર્ષાયા અને એના જવાબમાં લોર્ડ પેન્ટલેન્ડે વિદ્યાર્થીઓ રાજકારણમાં ભાગ લે તે. સામે પ્રતિબંધ મૂકતું ફરમાન બહાર પાડ્યું. દમન અને આન્દોલનની ઘટમાળ ફરી પાછી શરૂ થઈ...પરિણામે ૧૬ જુન ૧૯૧૭ ને દિન શ્રીમતી એની બીસેન્ટ, 'મિ૦ વાડિયા અને અરૂન્ડેલને ઉટાકામંડમાં નજરકેદ કરવામાં આવ્યા અને ફરી પાછો રંગ જામ્યો.

નવી આશા, નવો ઉત્સાહ, નવું જોમ, નવાં સાહસોના એ દિવસો હતા. જ્વલંત અને અપ્રતિમ વ્યક્તિત્વ, અદમ્ય અને અણુથાક સુયોજનશકિત અને વિસ્તૃત અને સંસ્કારી અનુયાયી મંડળને લઇને શ્રીમતી ઍનિ બીસેન્ટે રાજકારણમાં ઝંપલાવ્યું હતું અને રાજકારણી ભાષા જ એક રીતે પલટાઇ ગઇ હતી. "હિંદે દાખવેલી વફાદારીનો તેને બદલો મળવો જોઇએ" એ વિદુષીએ ગર્જના કરી, "એવી વાતો હું સાંભળું છું. પરંતુ પોતાના લાડિલાં સંતાનોનાં રુધિર અને આંસુના બદલામાં અમુક અમુક લાભો ખરીદવાની હિંદની મુદ્દલ ઇચ્છા નથી. હિંદ તો એક રાષ્ટ્ર તરીકે સામ્રાજ્યની બીજી પ્રજાઓ સાથે સમાન અધિકાર માગે છે. યુદ્ધ પહેલાં પણ હિંદની એ માગણી હતી. યુદ્ધ દરમ્યાન પણ એની એ માગણી છે. અને યુદ્ધ પછી પણ એની એ જ માગણી રહેશે. એની એ માગણી કોઇ બદલારૂપે નહિ, પરંતુ હકકરૂપે છે. આ બાબતમાં કોઇ કશી ભૂલ ન કરે"

એક રીતે જોઇએ તો હિંદનું વાતાવરણ, વિશ્વયુદ્ધના આ પ્રારંભ કાળમાં, પ્રતીક્ષામય હતું. પ્રજાની અવ્યકત ભાવના-સૃષ્ટિને મૂર્તસ્વરૂપ આપી શકે એવી શકિતશાળી અને સમર્થ વ્યકિતની જ જાણે સૌ રાહ જોઇ રહ્યા હતા. ગોખલે અને ફિરોજશાહ મહેતા સ્વર્ગે સંચર્યા હતા. દીનશા વાછા નિવૃત્ત થઇને બેઠા હતા. બ્રિટિશ ન્યાયાધીશ તરીકે નિવૃત્ત થએલ સર નારાયણ ચંદાવરકર

રાજકારણમાં નકામા થઈ પડયા હતા. હેરમ્બચરણ મૈત્ર, અને સુબારાવ પંતુલુ ઉપનાયક તરીકે બહુજ યોગ્ય હોવા છતાં રાષ્ટ્રનું સુકાન લઇ શકે એટલા સમર્થ ન હતા. સુરેન્દ્રનાથ બેનરજી આગેકૂચમાં સહેજ પાછળ રહી ગયા હતા; શ્રીનિવાસ શાસ્ત્રી અને પંડિત મદનમોહન માલવીયા પ્રકૃતિએ, વૃત્તિએ અને પ્રવૃત્તિએ મવાળ હતા. લાલા લજપતરાય તો લગભગ આખાયે યુદ્ધકાળ દરમ્યાન અમેરિકામાં દેશનિકાલની અવસ્થામાં હતા. ૧૯૧૫ ના અધિવેશનના પ્રમુખ સત્યેન્દ્ર પ્રસન્ન સિંહ (પાછળથી લોર્ડ સિંહ) મહાસભાના રાજકારણમાંથી વિદાય લઇ ગયા હતા.

હા. એક હતા માન્ડલેના કારાવાસમાંથી તાજાજ છુટેલા લોકમાન્ય ટિળક...પણ એમના નેતૃત્વનો આધારસ્તંભ બની શકે એવો ઉદ્દામવાદી પક્ષ હજુ મહાસભામાં સંગઠિત થયો નહોતો.

અને બીજા હતા, દક્ષિણ આફ્રિકાથી તાજાજ હિંદમાં પધારેલા મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી...પણ એ હજુ હિંદી રાજકારણનો અભ્યાસ કરવામાંજ ગુંથાયા હતા.

બરાબર આજ તબક્કે, જાણે અગાઉથી કરી રાખેલ કોઇ દૈવી સંકેતને અનુસરીને કેમ ન હોય, એમ શ્રીમતી એની બિઝન્ટે ધર્મના ક્ષેત્રમાંથી રાજકારણના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. તેના અનુત્તમ વકતૃત્વની પાંખો ઉપર ચડીને સ્વરાજનો મંત્ર ભારતના એકકે એક ખૂણામાં ગુંજવા માંડયો............

આ વખતના સપાટી ઉપરના રાજકીય વ્હેણોનો પરિપાક એટલે મહાસભાનું ૧૯૧૭ નું લખનૌ–અધિવેશન. સ્વાયત્તશાસનની યોજના આ અધિવેશનમાં વિચારાઇ અને એનો હિંદુ તેમજ મુસ્લીમ બન્નેએ સ્વીકાર કર્યો. ૧૯૦૭ થી જૂદા પડી ગયેલ ગરમ અને નરમ પક્ષ મહાસભાના રંગમંચ ઉપર ફરી સંગઠિત થયા તે પણ

લખનૌમાં. ટિળક અને ખાપર્ડે, ડૉ૦ રાશ બિહારી ઘોષ અને સુરેન્દ્રનાથ બેનરજી, બીઝેન્ટ, અરૂન્ડેલ અને વાડિયાની ત્રિપુટિ, મહમદાવાદનો રાજા, મઝર–અલ–હક, એ. રસુલ અને ઝીણા, ગાંધી અને પોલાક....એક વિચિત્ર છતાં સર્વસ્પર્શી પુલગુંથણી ભારત–ભાગ્યવિધાતાએ મહાસભાના ફલક પર જાણે રચી હતી !

આ અધિવેશને "(અ) હિંદની પુરાતન સંસ્કૃતિનો વિચાર કરતાં તેમજ શિક્ષણ તથા જાહેર જુસ્સાની બાબતમાં હિંદે જે પ્રગતિ સાધી છે તે જોતાં, હિંદને બની શકે તેટલું વહેલું સ્વરાજ આપવાની બ્રિટીશ રાજતંત્રની નીતિ છે એવી ઘોષણા નામદાર સમ્રાટે એક શાહી ઢંઢેરા મારફત કરવી. (બ) એ દિશામાં એક પ્રત્યક્ષ પગલાં લેખે મહાસભા-લીગ યોજનાનો સ્વીકાર કરવો (ક) અને સામ્રાજ્યની પુનર્ઘટના કરતી વખતે હિંદને એક સમાન ભાગીદારની કક્ષાએ પહોંચાડવું" એવી માગણી કરી...........

ક્યાં ૧૯૧૭ ની આજે નિર્જીવ લાગતી એવી આ માગણીઓ અને ક્યાં સંપૂર્ણ સ્વાધીનતાની આજની સાર્વત્રિક માગણી ! હિંદ-બ્રિટિશ સમસ્યાનું મૂળ, હિંદને સ્વાધીન કરવાની બ્રિટનની અનિચ્છામાં છે–બીજા કશામાં નથી; બ્રિટનની સામ્રાજ્યલોલુપતા એ એકજ હિંદી આઝાદીની આડે સાચો અંતરાય છે એ વાતની, અંગ્રેજી હકુમતની તવારીખમાંથી કદમે કદમે મળી આવતી પ્રતીતિ, આ માગણીઓના બ્રિટિશ સરકારે આપેલ 'ઉત્તર'માંથી પણ મળી આવે છે. આજે સ્વાધીનતાનો ઇન્કાર કરવા માટે જે જે બહાનાંઓનો આશરો લેવામાં આવે છે તેમાંથી એકેકે તે વખતે વિદ્યમાન નહોતું. હિંદ વફાદાર હતું. 'તમે ખસી જાઓ' એવી માગણી નહોતી કે જેથી લશ્કરે હિંદની ધરતી ઉપર રહેવું કે ન રહેવું એવો સવાલ ઉત્પન્ન થાય. પાકિસ્તાનની વાત કે વિચાર સુધ્ધાં નહોતાં. લીગ અને કોંગ્રેસ બન્ને એકમત હતાં. આંબેડકર અને એનો દલિત–વર્ગ ભવિષ્યની ભેદનીતિના ગર્ભમાં હતા. હિંદ ઉપર પરદેશી આક્રમણનો તાત્કાલિક ભય નહોતો. અહિંસા

નહોતી. અહિંસાનો પેગમ્બર હજુ હિંદી રાજકારણને તોરણે ઉભો હતો–પોંખાવાની રાહ જોતો.

છતાં લોર્ડ ચેમ્સફર્ડે એ નિર્જીવ માગણીઓમાં "આપત્તિકારક ફેરફારો" જોયાં ! અને એ "ક્રાંતિકારક દરખાસ્તો"માં "જર્મન ફૂટનીતિનો હાથ" બ્રિટીશ મુત્સદીઓને દેખાયો, જેમ અત્યારે જાપાનનો દેખાય છે તેમ !

"ઇતિહાસનું પુનરાવર્તન થાય છે" એ સત્ય આઝાદી–યજ્ઞોના ઇતિહાસમાં વારંવાર પ્રતીત થાય છે. કેટલીક વાર તો ઝીણી ઝીણી વીગતો સુદ્ધાંમાં શાહીવાદી શાસકો અને આઝાદીના સૈનિકો બન્ને મોટે ભાગે ભૂતકાળના આઝાદી–જંગોમાંથીજ પ્રેરણા મેળવતા હોય છે. એટલે ૧૯૪૨ માં, કોંગ્રેસ અગર આન્દોલન ઉભું કરે તો તેને કઇ રીતે દાબી દેવું એ બાબતના ખાનગી પરિપત્રો નોકરશાહીના અધિકારીઓમાં વહેંચાયા હતા, તેવીજ રીતે ૧૯૧૭ના સ્વરાજના આન્દોલનને દાબી દેવાની યોજનાઓ પણ ખાનગી પરિપત્રો દ્વારા પ્રાંતે પ્રાંતના અને જીલ્લેજીલ્લાના હાકેમો અને છોટાસાહેબો પાસે પહોંચી ગઇ હતી. અને એના પડઘા રૂપે પંજાબના દમનવીર સર માઇકલ ઓડવાયર જેવાએ વસ્તીને ઉદ્દેશીને ધમકીઓ પણ ક્યારની શરૂ કરી દીધી હતી !

● ● ●

અને આ તરફ શ્રીમતી બીઝેન્ટ વગેરેને છોડાવવા માટે સત્યાગ્રહના શસ્ત્રનો ઉપયોગ કરવાની વિચારણા થઇ રહી હતી. મદ્રાસે તૈયાર કરેલ પ્રતિજ્ઞાપત્ર ઉપર સૌથી પહેલી સહી મદ્રાસ હાઇકોર્ટના નિવૃત્ત જજ અને અખિલ હિંદ હોમરૂલ લીગના પ્રમુખ સર સુબ્રહ્મણ્ય આયરે કરી. શ્રી. આયરે શ્રી. બિઝેન્ટની ગિરફતારીના વિરોધરૂપે 'નાઇટ'નો ઇલ્કાબ ત્યજી દીધો હતો અને હિંદના પ્રશ્નમાં દરમ્યાનગીરી કરવાની વિનંતિ કરતો એક પત્ર અમેરિકાના તે વખતના પ્રમુખ મિ. વિલ્સન ઉપર પાઠવ્યો હતો.

સત્યાગ્રહના પ્રતિજ્ઞાપત્ર ઉપર પછી તો, હજારોની સંખ્યામાં હસ્તાક્ષરો થયા...સત્યાગ્રહીઓની એ તપસીલ આજે જોવા મળે તો માનવસ્વભાવમાં રહેલી અનેક વિચિત્ર શકયતાઓ ઉપર ટૂંકાક્ષરી અને રમુજી એવી એક મીમાંસા જેવી જ એ લાગે...

દા. ત. સર સિ. પિ. રામસ્વામી આયર સહી કરનારાઓની પહેલી પંક્તિમાં હતા !

## એક નટ...અને એક પુરુષોત્તમ

પણ 'સત્યાગ્રહ' આચરવાનો અવસર, અલબત્ત, આવ્યો જ નહિ. આપણી રાજકીય જાગ્રતિના પહેલાં વરસોમાં હમેશા બનતું તેમ, એક નવો બ્રિટિશ મુત્સદ્દી–નટ, ખરેખર નાટકી ઢબે, રાજ્યકારણના રંગમંચ ઉપર આવીને ઉભો અને તે વખતના આપણા આગેવાનોને લાગ્યું કે બ્રિટનની મનોદશામાં હવે જરૂર પલટો થશે!

એ મુત્સદ્દી તે મોન્ટેગુ. 'ઇરાક'માં બ્રિટિશ સેનાનીઓએ વાળેલ છબરડા પર આમની સભામાં ચાલેલી ચર્ચા દરમ્યાન એણે તે વખતના ભારતમંત્રી ઓસ્ટેન ચેમ્બરલેનની અને નોકરશાહીની સખત શબ્દોમાં ઝાટકણી કાઢી. પરિણામ: ચેમ્બરલેનની જગ્યાએ મોન્ટેગુ ગોઠવાયો; અને કેટલાક ભોળા ભારતીઓને લાગ્યું કે આપણો ઉદ્ધારક આવી પહોંચ્યો. અને એ ઉદ્ધારકે દૂરના ભવિષ્યમાં "જવાબદાર રાજતંત્ર"નું લક્ષ્ય હિંદ માટે જાહેર કર્યું.

આમ એક તરફ બંધારણીય ચળવળો અને સીધી લડત વચ્ચે, બીજા શબ્દોમાં કહીએ તો 'વફાદારી' અને સત્ય વચ્ચે દેશનું નાવ ડામાડોળ બન્યું હતું, ત્યારે બીજી તરફ બિહારના એક દૂર અને પ્રશાંત ખૂણામાં, ભવિષ્યનો પુરુષોત્તમ સત્યાગ્રહના સુદર્શન ચક્રની અહિંસક ધારને સરાણે ચડાવી રહ્યો હતો.

સ્વાધીનતાના સહસ્રમુખ આન્દોલને અત્યાર લગીમાં અનેક સૈનિકો અને સેનાનીઓ જોયા હતા. કોઇને રિવોલ્વર અને બોમ્બમાં શ્રદ્ધા હતી; કોઇને બંધારણ અને કાયદાની પોથીઓમાં ઇતબાર

હતો. સૌ માનવીઓ ઉભા કરેલ અનેકાનેક વિધિનિષેધોની વાડમાં ચક્કર માર્યા કરતા. એ સૌને મન આન્દોલન એ પ્રધાન વસ્તુ હતી; જે તેત્રીશ કોટિ જનતાની સ્વાધીનતાને માટે ને નામે એ આન્દોલનો જગાવવામાં આવતાં, તે જનતા જાણે ગૌણ હતી !

ચંપારણમાં, ખેડામાં અને છેલ્લે અમદાવાદમાં ગાંધીજીએ પોતાના ભાથાંમાં રહેલાં શસ્ત્રાસ્ત્રોની શક્તિની પરીક્ષા કરી લીધી અને પોતાના વિલક્ષણ વ્યક્તિત્વથી પોતા તરફ આકર્ષાઇ આવેલ અનેક કાર્યકરોની શક્તિ અને સંયમ બન્નેને માપી લીધાં. સાથે સાથે પ્રજાની નાડ પણ વરતી લીધી...દક્ષિણ આફ્રિકાનો અનુભવ તો તેમની પાસે હતોજ...ચંપારણે, ખેડાએ અને અમદાવાદે એ અનુભવની અમૃતકટોરીને છલકાવી...અને ભવિષ્યના મહાન અને દીર્ઘ સ્વાધીનતા–સત્રનું પુરોહિતપણું કરવા માટે એમને દીક્ષિત કર્યા.

ગાંધીજીની ખુબી એ હતી કે એ જયાં જતાં ત્યાં નવા સાથીઓ સર્જતા. જનતાની સાથે તેમનો સંપર્ક તો સદા નિકટનો રહેતો અને જનતામાંથીજ આવતા આ સાથીઓ પછી તેમની અને જનતાની વચ્ચે સેતુ જેવા બની રહેતા. રાષ્ટ્રીય મહાસભાના રંગમંચ ઉપર આવવાની અથવા તેનું સૂત્રસંચાલન પોતાના હાથમાં લેવાની તેમને પડી નહોતી. તેમણે લોકસમુદાયને જાગ્રત કર્યો. તેમને તેમના પોતાનામાંથી આગેવાનો આપ્યા. તેમના હાથમાં અહિંસા અને સત્યાગ્રહના કસાયલાં શસ્ત્રાસ્ત્રો મુકયાં...અને પછી જયારે મહાસભામાં તેઓ આવ્યા ત્યારે એ બધાને તેઓ સાથે તેડી આવ્યા.

પણ આપણે સરકારને મોંએજ આ વિભૂતિના વ્યક્તિરત્નનું માહાત્મ્ય સાંભળીએ:

"ઉચ્ચ આદર્શો અને સંપૂર્ણ નિઃસ્વાર્થતા વાળા એક ટોલ્સ્ટોય–અનુયાયી તરીકે મી૦ ગાંધીની ગણના થાય છે. દક્ષિણ આફ્રિકાના

હિંદીઓના અધિકારો માટે એણે કરેલી લડત પછી, સર્વસ્વીકૃત સંયમશીલ ધર્મગુરૂને પૂર્વના દેશોમાં જે પ્રકારનો પરંપરાગત આદર મળે છે તેવા આદરથી એના દેશીઓ એને જોવા લાગ્યા છે. એના પ્રશંસકો કોઇ એક ધર્મના અનુયાયીઓ નથી એ એનું વિશેષ બળ. અમદાવાદમાં આશ્રમ સ્થાપીને રહ્યા પછી એ વિવિધ સામાજીક ક્ષેત્રોમાં કામ કરી ચુકેલ છે.

પોતે જેને પીડિતો માનતો હોય એવાઓને ન્યાય અપાવવાને ખાતર લડવાની એની તત્પરતાએ એને જનતાનો લાડિલો બનાવ્યો છે, મુંબઇ ઇલાકાના કેટલાક વિસ્તારોમાં તો એની અસર અપવાદ રહિત છે. એને માટેની લોકલાગણી 'પૂજ્યભાવ' એ શબ્દથી જ વ્યક્ત થઇ શકશે.

આધિભૌતિક તાકાતના કરતાં આધ્યાત્મિક શકિતના ચઢીઆતાપણામાં એને શ્રદ્ધા છે. સત્યાગ્રહનું શસ્ત્ર દક્ષિણ આફ્રિકામાં એણે સફળ રીતે વાપર્યું છે. એજ શસ્ત્ર 'રાઉલેટ એકટ' સામે વાપરવાની પોતાની ફરજ છે એમ તેને લાગ્યું. ફેબ્રુઆરીની ૨૪ મીએ એણે જાહેર કર્યું કે જો 'રાઉલેટ બીલ' પસાર થશે તો તેની સામેની સત્યાગ્રહની લડતની તે આગેવાની લેશે. સરકારે અને હિંદી આગેવાનોના ઘણાખરાએ એની આ જાહેરાતને ખુબ ગંભીર ગણી હતી. હિંદી ધારાસભાના કેટલાક મવાળ સભ્યોએ, એવું કોઇ પગલું ભરવામાં આવે તો તેના પરિણામની બાબતમાં જાહેર રીતે ખુબ ભય દર્શાવ્યો હતો. હિંદી સ્વભાવથી સુપરિચિત એવાં એની બિઝેન્ટે મિ૰ ગાંધીને ગંભીર ચેતવણી આપેલી કે જો એવી કોઇ લડત એ શરૂ કરશે તો જેમની અમંગળ માટેની શકયતાઓ પારાવાર છે એવાં તત્ત્વો હિંદી રાજકારણમાં મુકત થશે. મી૰ ગાંધીના વલણમાં કે વચનોમાં અલબત્ત, એવું કશું નહોતું કે જેને લઇને એ કશું પગલું લે તે પહેલાં એની સામે પગલાં લેવાં વ્યાજબી ગણાય. હિંસાને તો તેણે પ્રગટપણે વખોડી કાઢી હતી. એમને

ખાતરી હતી કે સત્યાગ્રહના બળથી તે સરકાર ઉપર નૈતિક દબાણ લાવી શકશે અને પરિણામે "રાઉલેટ બીલ"ને જતું કરવાની તેને ફરજ પાડી શકશે.

૧૮ મી માર્ચે તેણે એક પ્રતિજ્ઞાપત્ર તૈયાર કર્યું; રાઉલેટ બિલો 'અન્યાયી, સ્વાધીનતાના સિદ્ધાંતથી વિરૂદ્ધ અને જેના ઉપર હિંદની જ ફક્ત નહિ, પરંતુ જગતના કોઇ પણ રાજ્યતંત્રની સલામતીનો આધાર છે એવા પ્રાથમિક અધિકારોનો ઇન્કાર કરનારા છે એવી અંતઃકરણપૂર્વક અમારી શ્રદ્ધા હોવાથી અમે ગંભીરપણે જાહેર કરીએ છીએ. જો એ બિલો પસાર થશે તો ત્યારથી માંડીને તે જ્યાં સુધી એમને પાછા ખેંચી લેવામાં નહિ આવે ત્યાં લગી અમે તેનો વિરોધ કરીશું અને તેના અનાદરની સાથે આ બાબતની સમિતિ ઠરાવે તે બધા કાયદાઓનો પણ અમે અનાદર કરીશું."

પણ આ તો આપણે 'કાળા કાયદાઓ' સુધી આવી ગયા. દરમ્યાન વિશ્વયુદ્ધ પૂરૂં થયું હતું. મિત્રરાજ્યોનો વિજય થયો હતો; અને આત્મનિર્ણયનો અધિકાર એ આન્તરરાષ્ટ્રીય રાજકારણી પુરૂષોના વાણીવિલાસનો એક લાડિલો વિષય બની ગયો હતો.

## ન વકીલ, ન દલીલ, ન અપીલ.

મોંટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાઓ પ્રસિદ્ધ થયા. કોંગ્રેસ–લીગ દરખાસ્તોની તુલનામાં તો એ સાવ નિર્જીવ હતા. ભાષાની ભભકની ઓથે એમાં ગુલામીના અમરપટાની ભાવના આલેખાઇ હતી. હિંદની સ્વરાજ યાત્રા, એ યોજના પ્રમાણે સાંગોપાંગ બ્રિટિશ પાર્લામેંટના હાથમાં રહેવાની હતી. એ ક્યારે પૂરી થાય, અથવા કોઇ દિવસ પૂરી થાય કે ન થાય, એનો નિર્ણય બ્રિટનના હાથમાં; ક્યારે અને કઇ ગતિથી ચાલે એનો નિર્ણય બ્રિટનના હાથમાં; ક્યારે ઉપડે, અને કઇ રીતે ઉપડે એનો નિર્ણય બ્રિટનના હાથમાં; ટૂંકામાં, એ યોજના બ્રિટિશ પ્રજાની શોષણનીતિને અખંડ રહેવાતણ બક્ષનારી હતી.

એક તરફ હિંદી પ્રજાની આવી અંધારણીય છલના થઇ રહી હતી ત્યારે બીજી તરફ યુદ્ધની મહાચિંતામાંથી વિમુકત બનેલ નોકરશાહીનાં મગજો હિંદી પ્રજાને માટે, આઝાદી-તરસ્યાં હિંદના આદર્શ ઘેલાંઓ માટે, નવી જંજીરો તૈયાર કરી રહ્યાં હતાં. યુરોપ નાની નાની પ્રજાઓના આત્મનિર્ણયની વાતો કરતું હતું. ત્યારે એક આખી મહાપ્રજાને સદાકાળ ગુલામીમાં જકડી રાખવાના પૂર્વરંગ જેવી તૈયારીઓ અહિં હિંદમાં થઇ રહી હતી. નહિ વકીલ, નહિ દલીલ, નહિ અપીલ, એ છ શબ્દોમાંજ તે વખતે લોક-હૃદયે જેનો સાર આપ્યો હતો તે કાળા કાયદાઓ, એક મહા આપત્તિ સમયે બ્રિટનનું રક્ષણ કર્યાના પારિતોષક રૂપે હિંદને ભેટ મળતા હતા!

આ કાળા કાયદાઓ સામેના આંદોલનની શરૂઆત ૧૯૧૯ ના માર્ચની ત્રીશમીએ દેશવ્યાપી હડતાળ, ઉપવાસ અને પ્રાર્થનાથી થવાની હતી. પાછળથી એ તારીખ બદલીને ૬ ઠી એપ્રિલ કરવામાં આવી, પણ આ ફેરફારોથી અજાણ્યા દિલ્લી શહેરે તો ૩૦ મી માર્ચે જ શરૂઆત કરી દીધી.

નિમાઝ અને પ્રાર્થનાથી પરિપૂત બનેલી એ પ્રચંડ મેદિનીને મોખરે હતા સ્વામી શ્રદ્ધાનંદ. સરઘસ ઉપર પ્રતિબંધ મુકાયો. ગોરા સૈનિકો ભરી બંદુકે એને વીખેરવા માટે હાજર થયા. સ્વામીજીએ પોતાની છાતી ખુલ્લી કરીને બંદુકોની નળીઓ સામે ધરી. સશસ્ત્ર અને હિંસક શત્રુઓ ઉપરજ ઘા કરવા ટેવાયલા સૈનિકો ભોંઠા પડયા. રકતપાત થતાં થતાં રહી ગયો......

પણ તે ફકત તત્કાળ અને તત્સ્થાન પુરતોજ. દિલ્લી રેલ્વે સ્ટેશન ઉપર મેદની અને સત્તાવાળાઓ વચ્ચે ઘર્ષણ થયું. બંદૂકો છૂટી. પાંચ પ્રાણની આહુતિઓ દેવાઇ.

અને ૬ ઠી એપ્રિલે આખો દેશ ભભૂકી ઊઠયો. ઉત્સાહ અને સ્વાર્પણનો એક મહાસાગર જાણે હિમાચલથી સેતુબંધ સુધીના વિરાટ

પ્રદેશ ઉપર ઘૂઘવી ઊઠ્યો. હિંદુઓ અને મુસલમાનો એક હતાઃ કેવળ રાજદ્વારી રંગમંચ ઉપર નહીં, પરંતુ શહેરમાં અને ગામડાંઓમાં, શેરીઓમાં અને ઘરોમાંઃ સર્વત્ર. હિંદુ નેતાઓ મસ્જીદોમાંથી હિંદુ-મુસ્લીમ મેદિની સમક્ષ પ્રવચન કરતા અને મુસ્લીમ નેતાઓ રામકૃષ્ણના જીવનોમાંથી અને ગીતામાંથી સૂત્રો ટાંકી ટાંકીને મુસ્લીમ શ્રોતાઓ સમક્ષ રાજદ્વારી ચર્ચાઓ કરતા.

એકતા, ઉત્સાહ, અને આત્મસમર્પણનું આ મોજું 'મારા પંજાબમાં ન જોઇએ,'–એવો ગવર્નર સર માઇકેલ ઓડવાયરનો નિશ્ચય. પણ પંજાબ પણ આખરે તો હિંદનું જ એક અંગ ને! યુરોપીય પ્રજાઓની લશ્કરી તાકાતનો સફળ સામનો કરીને પંજાબના હિંદુ, મુસલમાન, શીખ સૈનિકો તાજા જ વતન પાછા ફર્યા હતા. યુરોપીય પ્રજાની અજેયતાનો ભ્રમ, જે પહેલાં જાપાને તોડી નાખ્યો હતો, તે હવે સર્વાંશે નષ્ટ થયો હતો. આ લોકોને કાળા કાયદાઓનો વિરોધ કરનારાઓનો ચેપ લાગે એ ગોરા અને લશ્કરી મિજાજના ગવર્નરથી કેમ ખમાય? વળી આવતા વરસની મહાસભા પણ શીખોના કેન્દ્ર અમૃતસરમાં મળવાની હતી! આ બધું થઇ રહ્યું છે શું? સર માઇકેલે વિચાર કર્યો.

તેણે એક ભયંકર નિશ્ચય કરી નાખ્યો. ડૉ. કિચલુ અને ડૉ. સત્યપાલને કેદ કરીને તેણે એક અજ્ઞાત સ્થળે રવાના કરી દીધા. પોતાના પ્રિય આગેવાનોની તલાશમાં આવેલ મેદની સામે લશ્કરી સૈનિકોના પહેરા ગોઠવાયા. પછી આવા કિસ્સાઓમાં જે હંમેશ બનતું આવ્યું કહેવાય છે તે બન્યું. ઇંટમારના બદલામાં ગોળીબારો થયા. પ્રજાજનોના પ્રાણની આહુતિઓ લેવાઇ. હિંસા અને પ્રતિહિંસાના ચક્રો જોરશોરથી ચાલુ થઇ ગયાં... એવું જ ગુજરાનવાલામાં અને કસુરમાં બન્યું. લાહોર અને કલકત્તામાં બન્યું. અમદાવાદ, વીરમગામ અને નડિયાદમાં બન્યું. નોકરશાહીને

પોતાનું સિંહાસન ડગમગતું લાગ્યું. એની સાથે એની સમતોલતા પણ ડગમગી ઊઠી. વૈરતર્પણના સંકલ્પો કરાયા. ફાટી ગયેલા 'કાળા' ઓને ૧૮૫૭ પછી વફાદારીનો વીસરાઇ ગયેલો બોધપાઠ એક વધુ વખત શીખવવાની ઘડી તેમણે પોતાના શાહીવાદી આકાશમાં ઉગેલી દીઠી...

અને 'કાળા કાયદાઓ'ને રદ કરાવવા માગતા અને આત્મ-નિર્ણયનો અધિકાર વાંચ્છતા કાળાઓને તેમણે 'જલીયાંવાલાં બાગ'ના રૂપમાં, કદી પણ ન વીસરાય એવો સખ્ત જવાબ આપ્યો...અને

જનરલ ડાયર, એ પોતે પણ ન સમજી શકે તેવી રીતે, હિંદના આઝાદી--જંગની એક અણમોલ ખિદમત બજાવી ગયો. તેણે સામ્રાજ્યને નગ્ન સ્વરૂપમાં દેખાડયું.

ચાબૂકો, બંદૂક–કુન્દાઓ, મશીનગનોની રમઝટ બોલાવ્યા પછી તેણે પંજાબીઓને કીટકોની પેઠે પેટ ઉપર ચલાવ્યા...અને ગુલામો અને કીટકોમાં કશો જ ફરક નથી એ ભયંકર સત્યનો એક પ્રચંડ પદાર્થપાઠ, આખા ભારતવર્ષને શીખવ્યો...અને ગાંધીજીને એક કાર્ય-ક્રમ પૂરો પાડયો...

કારણ કે તે પછી તરત જ પંજાબ, ખિલાફત અને સ્વરાજનો ત્રિવિધ કાર્યક્રમ લઇને ગાંધીજીએ અસહકારના નવા પ્રકરણની શરૂઆત કરી.

## એક વરસમાં સ્વરાજ

નવા પ્રકરણની? ના. નવા યુગની. ફક્ત બેચાર વરસોમાં સીધાસાદા જેવા દેખાતા આ માણસે હિંદમાં જે સાધ્યું હતું તેને ક્રાન્તિ સિવાય ભાગ્યે જ બીજું કોઇ નામ આપી શકાય. ભિક્ષાનો યુગ જાણે એકાએક આથમી ગયો હતો. મૃતપિંડોમાંથી એણે જોતજોતામાં માનવીઓ સર્જી દીધાં હતાં; અને એ માનવીઓમાં જગતની મોટામાં મોટી સશસ્ત્ર સલ્તનતની સામે થવાની મગદૂર જન્મી ચૂકી હતી.

એટલે ૧૯૨૧ માં દેશ હિલોળે ચઢ્યો. ગાંધીજીનો "એક વરસમાં સ્વરાજ" એ મંત્ર ઘેર ઘેર ગુંજવા માંડ્યો. આ મંત્રની સિદ્ધિને માટે મહાત્માએ પ્રજાને વિરાટ તપશ્ચર્યાનો આદેશ આપ્યો. એ તપશ્ચર્યાની પાછળ એક જ મર્મ હતો. પરદેશી હકુમત ચાલે છેઃ કારણ કે આપણે એને ચાલવા દઈએ છીએ. હાથો સહકાર કરવાનો ઇન્કાર કરે, તો કુહાડાનું કોણ ગજું કે એ ઘા કરી શકે? અંગ્રેજી સલ્તનત સબળ છે, સશક્ત છે, સશસ્ત્ર છે, તેની ના નહિ. પરંતુ આપણી ગુલામીનું મૂળ, તેની સશક્તતામાં નથી, આપણી પોતાની જ અજ્ઞાનતા અને નિર્બળતામાં છે. આપણે સમજી જઈએ, સંપી જઈએ, અલગ થઈ જઈએ, એના રથના પૈડાંને અડવાની પણ ના પાડીએ, તો એ અપંગ!

આ થયો અસહકાર. પ્રહલાદે પોતાના પિતા હિરણ્યકશ્યપુ સામે અને વિભીષણે પોતાના બંધુ રાવણ સામે આચર્યો હતો તેવો.

પણ પ્રજા સલામતીના ખોટા ખ્યાલમાં ન રહે. કોઈ પણ વ્યક્તિ કે તંત્ર પોતાની સામેના અસહકારને ભાગ્યે જ નભાવી લે. તેમાં ય વળી જ્યારે એ અસહકાર એના સ્વાર્થ આડે, એના સ્થાપિત હિતોની આડે આવતો હોય, ત્યારે તો એણે તેનો વિરોધ કર્યે જ છૂટકો. હિરણ્યકશ્યપુએ એવો વિરોધ કર્યો હતો. સરકાર પણ અસહકારનો વિરોધ કરશે. બળજબરીથી સહકાર કરાવવાને ખાતર અસહકારને એ દંડશે. એવે સમયે સાચા અસહકારીનો ધર્મ શો? જે ધર્મનું પ્રહ્લાદે અને મીરાએ અનુસરણ કર્યું હતું તે જ તો! તે હસતે મ્હોંએ જુલ્મો સહશે, મનથી પણ જાલિમ ઉપર રોષ નહિ કરે, અને છતાં, પોતે જેને અધર્મ માને છે એવા સહકારનું, તે આચરણ નહિ કરે તે નહિ જ કરે......

નિઃશસ્ત્ર પણ આઝાદીને ઝંખતી હિંદી પ્રજાના અંતરમાં આ ઉપદેશની પ્રેમકટારી આબાદ લાગી ગઈ. આ ભાવનાને, આ ભાષાને, તે પરાપૂર્વથી પિછાણતી હતી. ખાદીધારી મોઢ વણિકના આ

દુર્બળ દેહમાંથી પોતાની પ્રાચીન સંસ્કૃતિ બોલતી હોય એમ તેને લાગ્યું. યુદ્ધના આ પ્રકારને તે આદિકાળથી ઓળખતી હતી. ગોરી હકૂમતે તેના હાથમાંથી શસ્ત્રાસ્ત્રો આંચકી લીધાં હતાં. પણ એના અંતરની સંસ્કૃતિ–સમૃદ્ધિ ઉપર ઓછો જ તેનો કાબૂ હતો !

સર્જન અને વિનાશ–જનતાની મોટામાં મોટી બે પ્રાથમિક સહજવૃત્તિઓ. એ બન્ને વૃત્તિઓને મુક્ત અને નિર્બંધ અવકાશ મળે એવો કાર્યક્રમ ગાંધીજીની વિધાયક પ્રતિભાએ દેશ સમક્ષ રજૂ કર્યો હતો. બહિષ્કારઃ શાળાકોલેજોનો, અદાલતોનો, સરકારી નોકરીઓનો, વિદેશીનો–એ એનું નિષેધાત્મક સ્વરૂપ. પણ બહિષ્કાર કરીને જ પ્રજાને બેસી રહેવાનું ન હતું. બહિષ્કાર તો સિક્કાની એક જ બાજુ હતી. એની બીજી બાજુ હતી રાષ્ટ્રવિધાનની પ્રવૃત્તિઓ. ખાદીનું નિર્માણ. રાષ્ટ્રીયશિક્ષણ, અસ્પૃશ્યતાનિવારણ, ગ્રામોદ્ધાર, મદ્યપાનનિષેધ વગેરે. નોકરશાહીના બખડજંતરમાંથી છૂટેલી માનવશક્તિનો દેશોન્નતિના વિવિધ ક્ષેત્રોમાં ઉપયોગ થવાનો હતો......

અને અસહકારને સદ્‌ભાગ્યે, ગાંધીજીને ઉપનાયકો પણ અનુરૂપે મળી ગયા હતા. ખીલાફતની ચળવળના પ્રતીક સમા અલી બિરાદરો, બંગાળમાં દેશબંધુ ચિત્તરંજનદાસ, યુ. પિ. માં મોતીલાલ નહેરૂ, પંજાબમાં લજપતરાય. પોતપોતાના પ્રાંતમાં અને પોત પોતાના ક્ષેત્રમાં સૌ મહારથી હતા...

"રાષ્ટ્રીય વિદ્યાપીઠો, રાષ્ટ્રીય મહા વિદ્યાલયો અને તમામ પ્રકારની રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ દેશના એકેએક ભાગમાં સ્થપાઇ. સંયુક્ત પ્રાંત, પંજાબ અને મુંબઈ ઇલાકામાં વિદ્યાર્થી--આન્દોલન પરાકાષ્ટાએ પહોંચ્યું. બંગાળ પણ એ આગેકૂચમાં સાથે જ હતો. એ દોઢ વરસ દરમ્યાન જે ભવ્ય અને ચિરસ્મરણીય દૃશ્ય ઠેર ઠેર દેખાયાં, તેમાંનું એક બંગાળે અસહકારના આરંભમાં જ દીઠું. જાન્યુઆરીની મધ્યમાં, દેશબંધુની અપીલથી હજારો વિદ્યાર્થીઓએ

શાળા કોલેજોને આખરી જૂહાર કર્યા. ગાંધીજી કલકત્તા ગયા. ફેબ્રુઆરીની ૪ થીએ તેમણે ત્યાં રાષ્ટ્રીય વિદ્યાપીઠનું ઉદ્ઘાટન કર્યું. પટણા ગયા. બિહાર વિદ્યાપીઠની સ્થાપના થઇ. આ પ્રમાણે અસહકારની શરૂઆતના ચાર મહિનામાં અલિગઢની રાષ્ટ્રીય મુસ્લિમ વિદ્યાપીઠ, બીહાર વિદ્યાપીઠ, કાશી વિદ્યાપીઠ, બંગાળ રાષ્ટ્રીય વિદ્યાપીઠ, તિલક મહારાષ્ટ્ર વિદ્યાપીઠ અને ગૂજરાત વિદ્યાપીઠ એટલી રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ અસ્તિત્વમાં આવી અને લાખો વિદ્યાર્થીઓએ બધીમાં જોડાયા.

આ તરફ ગાંધીજીએ તાજેતરમાં જ હાથમાં લીધેલ 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન' સાપ્તાહિકો મારફત નવવિધાન અને સ્વરાજનો સંદેશો ફક્ત શહેરોમાં જ નહિ, પરંતુ હિંદને ગામડે ગામડે પહોંચતો થયો હતો. રાષ્ટ્રોદ્ધારના કાર્યમાં ખરચવા એક કરોડની ટેલ ટિળક સ્વરાજ ફંડને નામે નાખવામાં આવી અને દેશે એ ટેલને હોંશભેર પૂરી પણ કરી. વીશ લાખ રેંટીયા હિંદમાં ગુંજતા કરવાનો અને દશ ગામડાં દીઠ એક શિક્ષિત સંસ્કારી અને સેવાભાવી કાર્યકર પૂરો પાડવાનો અને વીશ લાખ મહાસભા–સભ્યો નોંધવાનો ગાંધીજીનો મનોરથ હતો. સ્વરાજપ્રાપ્તિની અવધિ પ્રજાના કલ્પના–ચક્ષુ સામે બાર માસની હોવાથી–પ્રજા કાર્યક્રમને પાર પાડવામાં તનમનધનથી ગૂંથાઇ ગઇ હતી...અને ૧૯૨૧ના માર્ચ મહિના સુધીમાં ઉત્સાહની અવધિ થઇ ગઇ...

સરકારી દમન એટલે પ્રજા–પ્રગતિ–માપક પારાશીશી. દેશબંધુ દાસ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, મા. મઝહર–અલ–હક, યાકુબ હુસેન સામે અમુક અમુક જીલ્લાઓમાં પ્રવેશ કરવાના મનાઇ હુકમો નીકળ્યા. એમની સાથે બીજા અસંખ્ય નાનામોટા કાર્યકરો સામે એક અથવા બીજા પ્રકારના ફરમાનો નીકળ્યાં. લાહોર શહેરમાં રાજદ્રોહી ભાષણોને લગતા ખાસ કાયદાનો અમલ જાહેર કરવામાં આવ્યો.

અને એવામાં જ નાનકાનાનો અળખામણો, કરુણ અને કરપીણ કિસ્સો બની ગયો......

આ પ્રસંગમાં એક નાનકડી વાત નોંધવાલાયક છે. ગાંધી
અલીભાઇઓ જેવા તેમના સાથીઓ, સરકાર અને સરકારના
ખ્વાહો: સૌની મનોદશા ઉપર એ વાત પ્રકાશ પાડે છે.

૧૯૨૧ માં લોર્ડ રેડિંગ વાઇસરોય થયો. પંડિત મદન મો
માલવીયે ગાંધીજી અને એમની વચ્ચે મુલાકાત યોજી. મુલાક
દરમ્યાન, કહે છે કે, ગાંધીજીની નિર્મળતાની વાઇસરોય ઉપર
છાપ પડી. અસહકારના આન્દોલનને એના સાચા રાષ્ટ્રવિધા
અને અહિંસક સ્વરૂપમાં એણે ઓળખ્યું. એવાની સામે દમન
પગલાં લેવાની અનિષ્ટતા એને સમજાઇ. પણ સાથે
અલીભાઇઓના અમુક ભાષણો સામે આંગળી ચીંધીને
ભાષણો ગાંધીજીના સિદ્ધાંતથી વેગળા છે એવી એમણે રાવ ક
ગાંધીજીએ એ ભાષણો જોયાં. એ ભાષણોમાંથી વાઇસરોયે કહ્યો
તેવો અર્થ કોઇ જાણીબૂઝીને કાઢવા ધારે તો તે જરૂર કાઢી
એવું એમણે કબૂલ કર્યું. પણ સાથે સાથે અલીભાઇઓને પોત
એવો અર્થ એ ભાષણમાં અભિપ્રેત ભાગ્યે જ હોય એવી ખાત
આપી, અને એક સાચા સત્યાગ્રહી તરીકે, એ ભાષણોમાં એવો
અભિપ્રેત નથી એવા આશયની એક જાહેરાત અલીભાઇઓ પાસે
મેળવવાનું વાઇસરોયને વચન આપ્યું—અને પાળ્યું...

આ 'ક્ષમા–યાચના'ને સાહેબશાહીએ પોતાની એક મોટી
સમજી. રેડિંગ રાજી થયો. પણ એ ઘટનાનું ખરૂં મહત્ત્વ તો એ
કે એને સૌને, અલીભાઇઓ અને મહાત્માજી વચ્ચેના તે વખત
અરસપરસ ખૂબ મીઠા અને નેક સંબંધની પ્રતીતિ આવી.

રાજદ્વારી મુકદ્દમાઓ 'લડવા'માં ૧૮૫૭ થી તે ૧૯૨૦ સ
પ્રજાએ પારાવાર સંપત્તિ અને શકિત વેડફયાં હતા. અસહ
ઉચ્ચારેલ અદાલતના બહિષ્કારનું એક સીધું પરિણામ એ આવ્યું
એવા મુકદમાઓ લડવાનું જ બંધ રહ્યું. 'રાજદ્રોહી આરોપી પોત

સ્થિતિની પ્રજા પાસે ચોખવટ થાય એ હેતુથી અદાલત પાસે પોતાનું નિવેદન રજુ કરે.. અને તે પછી અદાલત જે સજા ફરમાવે તે દેશભકિતના શિરપાવ સમી ગણી સ્વીકારી લે'... કોર્ટ અને કારાવાસની બીકને જ આ રીતે ગાંધીજીએ નિર્મૂળ કરી નાખી.

૧૯૨૧ ના જુલાઇ સુધીમાં બેઝવાડા–કાર્યક્રમની સફળતાથી પ્રજા રમણે ચડી. ટિળક સ્વરાજ ફંડની ઝોળીમાં કરોડને બદલે કરોડ અને પંદર લાખ રૂપિઆ આવી પડ્યા હતા. ૨૦ લાખ રેંટિયાઓ પણ હિંદમાં ગુંજતા થઇ ગયા હતા. મહાસભાના સભ્યોની નિરધારેલી સંખ્યા પણ લગભગ અર્ધથી ઉપર આવી પહોંચી હતી. એટલે પરદેશી કાપડના સંપૂર્ણ બહિષ્કાર ઉપર અને તેની સાથે જ પીંજણ અને વણાટ જેવા ખાદી–ઉદ્યોગના બધાં અંગો ઉપર પ્રજાનું લક્ષ્ય કેન્દ્રિત કરવામાં આવ્યું.

અને એ જ મહિનામાં મુંબઇ ખાતે મળેલી મહાસમિતિએ ઠરાવ્યું: "જે સરકારે હિંદી પ્રજાના મોટા ભાગનો વિશ્વાસ અને પીઠબળ ગુમાવ્યાં છે તેની સાથેનો પોતાનો સંબંધ તોડી નાખવાની સૈનિકોને તેમજ બીજા સરકારી નોકરોને 'અપીલ' કરવાનો પ્રત્યેક હિંદી નાગરિકને જન્મસિદ્ધ હક છે."

દારૂનાં પીઠાં ઉપર ચોકી કરવાની બાબતમાં ધારવાડ ગંતુર, ચિરાળ, પેરાળા, કેરળ, વાયવ્ય પ્રાંત વગેરે સ્થળોએ નોકરશાહી અને મહાસભા વચ્ચે અથડામણો થઇ.

દમનનો દોર સૌથી વધુ સંયુક્ત પ્રાંતોમાં ચાલતો હતો. કદાચ ૧૮૫૭ ના વિપ્લવના પારણા તરીકે ગંગા–યમુનાની એ ભૂમિ ઉપર નોકરશાહીનું ધ્યાન સ્વાભાવિક જ પહેલવહેલું અને વધારે પ્રમાણમાં પડ્યું હશે. વાયવ્ય પ્રાંતમાં પણ પ્રજાના ઉત્સાહને અવરોધવા અવનવા કાનૂની શસ્ત્રાસ્ત્રો યોજાયાં. એ સૌની સામે સત્યાગ્રહે ચડવાની પ્રજાને તાલાવેલી હતી. મહાસભાને એ બાબતની ખૂબ વીનવણીઓ થઇ

પરંતુ અહિંસાને વરી ચૂકેલી મહાસભાએ, રચનાત્મક કાર્યક્રમ જ્યાં લગી સોળે કળાએ પાર ન પડે ત્યાં લગી થોભી જવાનો જ સૌને આદેશ આપ્યો.

વળી એ જ અરસામાં બ્રિટિશ યુવરાજ પણ હિંદની મુલાકાતે આવવાના હતા. એમના માનમાં યોજાયા હોય એવા તમામ સમારંભોથી દૂર રહેવાનો મહાસભાએ પ્રજાને આદેશ આપ્યો.

૧૯૨૧ ની અખિલ–હિંદ–ખીલાફત પરિષદ કરાંચીમાં મળી. એના પ્રમુખ શ્રી મહમદઅલીએ પાછળથી 'કરાંચી–પ્રવચન' તરીકે પંકાયલ એક નિર્ભય પ્રવચન પ્રમુખસ્થાનેથી કર્યું. આ પરિષદના પ્રણેતા રૂપે અલીભાઈઓ, ડૉ. કિચલુ, જગતગુરૂ શ્રી શંકરાચાર્ય, અને મૌલવી હુસેન અહમદ ઉપર કરાંચીમાં મુકદમો ચલાવ્યો. અને એ મુકદમાના વિરોધરૂપે શ્રી મહમદઅલીનું ભાષણ ૧૯૨૧ ના ઓકટોબરની ૧૬ મીએ હિંદમાં હજારો વ્યાસપીઠો ઉપરથી વંચાયું– મહાસભાના આદેશ અનુસાર.

આ જ અરસામાં એક તરફ પ્રાંતિક મહાસભા સમિતિની અનુજ્ઞા મેળવ્યાની શરતે, વ્યકિતગત સત્યાગ્રહની છૂટ અપાઈ અને બીજી તરફ યુવરાજ મુંબઈમાં ઉતર્યા તે દિવસે શાસનતંત્રના વિરોધ રૂપે હિંદભરમાં એક વિરાટ હડતાળ પડી. જગતના સ્વતંત્ર રાષ્ટ્રો જોગ એક નિવેદન બહાર પાડવામાં આવ્યું કે હિંદી સરકાર એ હિંદી પ્રજામતની પ્રતિનિધિ નથી.

શાહી યુવરાજનું સ્વાગત હિંદે એક સામાજિક હડતાળથી અને ઠેર ઠેર પ્રગટાવાએલી વિદેશી કાપડની હોળીઓથી કર્યું; પરંતુ ઉત્સાહે ચડેલ લોકોનાં ટોળાંઓથી કોઈ કોઈ ઠેકાણે અહિંસાની મર્યાદા ન જળવાઈ. મુંબઈમાં રમખાણો થયાં–ને ગાંધીજી, સરોજિની દેવી અને બીજા આગેવાનોની પ્રત્યક્ષ દરમ્યાનગીરીથી પણ તે ન હોલવાયાં....

જનતાના આ સ્ખલનના પ્રાયશ્ચિતરૂપે ગાંધીજીએ પાંચ ઉપવાસો કર્યા..........

૨૫ મી ડિસેમ્બરે યુવરાજ કલકત્તાની મુલાકાત લેવાના હતા. તેની પૂર્વતૈયારી રૂપે બંગાળ સરકારે મહાસભાના સ્વયંસેવક દળને ગેરકાયદેસર જાહેર કર્યું. દેશબન્ધુ, વાસંતીદેવી અને તેમના પુત્ર ગિરફતાર થયા—અને તેમની સાથે બીજા હજારો. સંયુક્ત પ્રાંત અને પંજાબના સરકારોએ બંગાળને પગલે ચાલી ગિરફતારીઓની રમઝટ બોલાવી મોતીલાલ નહેરૂ અને જવાહરલાલ નહેરૂ એ રાજ-કેદીઓમાં મોખરે હતા. આ બધું હિંદી ફોજદારી કાયદાની કલમ ૧૪૪ અને ૧૦૮ ની રૂએ થયું. અને એ કલમોનો રાજકીય ક્ષેત્રમાં ઉપયોગ થઇ શકે છે એવી શોધ કર્યાનું કહેવાય છે કે માન, વાઇસરોયની કારોબારીના તે વેળાના સભ્ય સર તેજને ફાળે ગયું !

આ જ વખતે મહાસભા અને સરકાર વચ્ચે સમાધાન કરાવવાના પ્રયાસો પંડિત મદનમોહન માલવીય અને મહમદઅલી ઝીણા તરફથી થયા. દેશબંધુ અલીપુર જેલમાં હતા. એ, કલકત્તામાં આવેલ વાઇસરોય રેડિંગ અને મહાત્માજી: એ ત્રણે વચ્ચે વાતચીત થઇ. પરંતુ રાજદ્વારી કેદીઓ રૂપી ખડક ઉપર સમાધાનનું નાવ ભાંગી પડ્યું. વાઇસરોય અમુક અપવાદો કરવા માગતા હતા. જ્યારે ગાંધીજી અને દેશબંધુ તમામ રાજદ્વારી કેદીઓની મુક્તિને સમાધાનની એક અનિવાર્ય શરત બનાવવા માગતા હતા.

આવા વાતાવરણ વચ્ચે મોન્ટેગુ—ચેમ્સફર્ડ સુધારાઓની જાહેરાત થઇ ! સમ્રાટના કાકા ડયુક ઓફ કોનોટે પોતાના ભાષણમાં કહ્યું : "દેશભક્ત અને વફાદાર હિંદીઓએ વરસો થયાં, પેઢીઓ થયાં સ્વરાજની પોતાની માતૃભૂમિને માટે ઝંખના કરી છે. આજે, માત્ર એ સ્વરાજનો પ્રારંભ થશે. સામ્રાજ્યમાં બીજાં સંસ્થાનો જે આઝાદી ભોગવે છે તે સિદ્ધ કરવાની પુષ્કળ તક આમાં સમાયેલી છે."

આમ 'સ્વરાજ' શબ્દ નોકરશાહીના શબ્દકોશમાં પહેલીવાર દાખલ કરવામાં આવ્યો. ડરતાં, અચકાતા, અનેક મર્યાદાઓ સાથે.

પ્રમુખ તરીકે વરાયલા દેશબંધુ કારાવાસમાં હોવાથી અમદાવાદ મહાસભા હકીમ અજમલખાનના પ્રમુખપદ નીચે મળી. જે એક વરસમાં સ્વરાજ સિદ્ધ કરવાનું ઠર્યું હતું તે હવે લગભગ પૂરૂં થવા આવ્યું હતું. વીશ હજારથી ઉપર હિંદવાસીઓ જેલમાં હતા. બીજા હજારો કારાવાસના માન માટે થનગની રહ્યા હતા. સામુદાયિક સત્યાગ્રહના આદેશની સૌ કોઇ વાટ જોઇ રહ્યા હતા. સેનાની એ આદેશ આપશે?

અમદાવાદ મહાસભાએ સામુદાયિક સત્યાગ્રહનો ઠરાવ કરીને ગાંધીજીને મુક્તિસંગ્રામના કુલમુખત્યાર સિપેહસાલાર નીમ્યા......

પણ આ ઠેકાણે એક વાત નોંધપાત્ર છે. સ્વરાજની કલ્પના અત્યાર સુધી મહાત્માજી જેવાના મનમાં પણ બ્રિટિશ સામ્રાજ્યમાં રહીને સાંસ્થાનિક સ્વરાજ્યથી વિશેષ નહોતી. 'સ્વરાજ એટલે સંપૂર્ણ આઝાદી —પ્રત્યેક પ્રકારના પરદેશી અંકુશથી વિમુક્ત' એવી વ્યાખ્યા મહાસભા પાસે સ્વીકરાવવાની કોશીશ કરતા મૌ. હઝરત મોહાની નિષ્ફળ નીવડ્યા હતા.

હસરત મોહાનીનો તે ઠરાવ જે પછી દર વરસે મહાસભા આગળ આવતો અને દર વરસે નિષ્ફળ થતો. ૧૯૨૭ ની મદ્રાસ મહાસભાએ તેનો ઠરાવરૂપે સ્વીકાર કર્યો અને ૧૯૨૯ માં શ્રી. જવાહરલાલ નહેરૂને પ્રમુખપદે મળેલી લાહોર મહાસભામાં મુકમ્મિલ આઝાદીની મહાસભાના ધ્યેયપદે સ્થાપના કરવામાં આવી.

૧૯૨૨ ના જાન્યુઆરીમાં ભિન્ન ભિન્ન પક્ષોના અને બિન–પક્ષી એવા ૩૦૦ પ્રતિનિધિઓ મુંબઇ ખાતે મળ્યા. ઉદ્દેશ એક જ હતો. કોઇપણ ઉપાયે મહાસભા અને સરકાર વચ્ચે સમાધાન કરાવવું. એ સભાના આગ્રહથી મહાસભાએ સામુદાયિક સત્યાગ્રહને એક મહિના

માટે મોકુફ રાખ્યો. વિષ્ટિઓ શરૂ થઇ પણ સરકારની મનોદશા હવે બદલાઇ ચૂકી હતી. યુવરાજના સત્કાર સમારંભોની ચિંતા ઓછી થતાં રેડિંગ પણ હવે બદલાયા હતા. સમાધાન નહિ, પણ વિજય એ હવે એમનો હેતુ હતો. વિષ્ટિકારોના હાથ હેઠા થયા.

અને ૧૯૨૨ ના ફેબ્રુઆરીની પહેલીએ ગાંધીજીએ વાઇસરોય ઉપર એક પત્ર લખીને બારડોલી તાલુકામાં સત્યાગ્રહની સામુદાયિક લડત શરૂ કરવાનો પોતાનો નિશ્ચય વ્યક્ત કર્યો.

બીજી તરફ ગંતુરમાં ના–કરની ચળવળ શરૂ થઇ ચૂકી હતી. એક પોલિસ અમલદાર અને ગ્રામ્યજનો વચ્ચે થોડીક અથડામણ થઇ. ગોળીઓ છૂટી. એક કાર્યકર મરાયો. ગંતુરમાં મિલિટરીએ પડાવ નાખ્યો. ગવર્નરનું અંગરક્ષક હયદળ જીલ્લાના ગામડાઓમાં ફેલાઇ ગયું. બંદૂકને કુન્દે કર વસુલ કરવાની પ્રવૃત્તિ શરૂ થઇ!

## ચૌરી ચૌરા અને પછી

એક સુવ્યવસ્થિત દળની પેઠે આખો દેશ જ્યારે આવી રીતે સિપેહસાલારના આખરી ફરમાનની રાહ જોઇ રહ્યો હતો અને સ્વરાજ અથવા મૃત્યુનું વરદાન આપવા આવતા અંતિમ યુદ્ધના ભણકાર સૌને કાને પડી રહ્યા હતા ત્યારે જ ભારતભાગ્ય વિધાતાએ આપણા એ સ્વાતંત્ર્ય સંગ્રામને આટોપી લેવાનું ઉચિત ધાર્યું હશે કે શું?

સંયુક્ત પ્રાંતમાં ગોરખપુર પાસે ચૌરીચૌરા નામે એક ગામ. ૫ મી ફેબ્રુઆરીને દિન એ ગામમાં મહાસભાનું સરઘસ. લોકો ભાન ભૂલ્યા. ૨૧ સિપાહીઓ અને એક અમલદારને એક ચાવડીમાં તેમણે પૂર્યા અને પછી ચાવડીને સળગાવી મૂકી......

અને હિંસાના આ પ્રદર્શનથી અકળાઇ ઊઠેલ ગાંધીજીના મહાન આત્માએ "હિમાયલ જેવડી ભૂલ' નો એકરાર કરી, લડતની છાવણી ઉપાડી લીધી.........

સત્યાગ્રહ યુદ્ધમાં વિજય માટે અનિવાર્ય એવાં શિસ્ત-પાલનની ગેરહાજરીને એમનો જાગ્રત અને નિર્દંભ આત્મા કેમ બરદાસ્ત કરી શકે?

પરંતુ વિરોધી પક્ષના સેનાપતિએ દાખવેલ આ અદ્‌ભુત અને અપૂર્વ સંયમશીલતાની કદર કરી શકે એટલી ઉદારતા દિલ્લીમાં કે સિમલામાં ક્યાં હતી? સામુદાયિક સત્યાગ્રહની મોકૂફી પછી દેશના વાતાવરણમાં આવેલી થોડીઘણી શિથિલતાનો લાભ લઈને તેણે સામે છાપો માર્યો. મહાસભાએ તલવારો મ્યાન કરી તેની સાથે જ નોકર-શાહીએ પ્રતિઆક્રમણ શરૂ કર્યું!

૧૩ મી માર્ચ. ગાંધીજીને પકડવામાં આવ્યા. ૧૯ મી માર્ચે મુકદ્દમો ચાલ્યો. જેણે મનથી યે કદાપિ કોઈનું અમંગળ ચિંતવ્યું નથી એવી એક વિશ્વવંદ્ય વિભૂતિને જગતની મોટામાં મોટી સશસ્ત્ર સલ્તનતની અદાલત સમક્ષ આરોપીના પાંજરામાં ખડી કરવામાં આવી. સરોજિની નાયડુના શબ્દોમાં કહીએ તો "કાનૂનની નજરે એ એક ગુન્હેગાર હતો, અને છતાં, એણે જ્યારે અદાલતના ખંડમાં પગ મૂક્યો ત્યારે આખીએ ન્યાયસભા તેનું સન્માન કરવા અર્થે સ્વયંપ્રેરણાથી ઊભી થઈ ગઈ."

અને લોકમાન્યની પેઠે છ વરસ કારાવાસની સજાનો શિરપાવ મેળવીને તાત્કાળપુરતો અદૃશ્ય થતો એ પુરૂષોત્તમ જતાં જતાં હાજર રહેલાં સૌના હૃદયોને વલોવતો ગયો, સૌની આંખોને ભીંજવતો ગયો, સૌના અંતરમાં દાસત્વની વ્યથાને તાજી કરતો ગયો.

અને ભાગ્યે જ ત્યારે કોઈએ ધાર્યું પણ હશે કે છ વરસે નહિ, પરંતુ બાવીશ જ મહિના પછી, અણધાર્યા સંયોગોમાં, એ પુરૂષોત્તમ તેમની વચ્ચે ફરી આવી જશે......

ફેબ્રુઆરીમાં ૧૯૨૪ ના આંતરડાના સફળ ઓપરેશન પછી ગાંધીજીને બિનશરતે છોડવામાં આવ્યા........

૧૯૨૨ પછીના સાતેક વરસોનો આઝાદીજંગનો ઇતિહાસ એટલે વેરાનમાં લુપ્તપ્રાયઃ બનેલી મહાસરિતાનો ઇતિહાસ.

અસહકારના વિરાટ ઉત્સાહપૂર પછી પ્રજાને આરામની જરૂર હો તેથી કે અણધારી રીતે સંકેલાઇ ગયેલી લડતે પ્રજાના જીગર ઉપર લગાવેલ કાતિલ ફટકાની ચોટની કળ વળી ગઇ હો તેથી. પણ એ છ સાત વરસો, વિરાટ માનવસમુદાયની દૃષ્ટિએ તો વેરાન જ !—એ દરમ્યાન પણ યુદ્ધો લડાયાં અને જીતાયાં, પણ તે શબ્દોના શસ્ત્રાસ્ત્રોથી, ધારાસભાઓની ભૂમિ ઉપર, બંધારણના ક્ષેત્રોમાં! રાષ્ટ્રના ઘડતરમાં એ વેરાન કશો પણ ફાળો આપ્યા વગર વ્યતીત થઇ ગયું એમ કહેવાનો આશય નથી. પણ એમાં જેટલો રસ મુત્સદ્દીઓને પડે એટલો અને એવો આમજનતાને સ્વાભાવિક જ ન પડે.

## સાયમન, પાછો જા !

૧૯૨૮ નો પ્રારંભ સાઇમન કમિશન સામેના ઉગ્ર વિરોધથી થયો. હિંદના ભાવિના ઘડતરમાં આખરી અવાજ બ્રિટિશ પાર્લામેંટનો જ. હિંદીઓ તો માત્ર નિષ્કામ ભાવે સલાહ જ આપી શકે. એ શાહીવાદી ભાવના સાઇમન કમીશનની પાછળ હતી. મહાસભાએ એનો બહિષ્કાર પોકાર્યો અને જનતાએ એ અવાજને ઝીલી લીધો.

'ભલો ઇરવિન' (અત્યારનો લોર્ડ હેલિફેક્સ) એ વખતે વાઇસરોય હતો. એણે આખરીનામું કાઢ્યું: હિંદીઓ સહકાર આપે કે ન આપે કમીશન પોતાનું કામકાજ પૂરૂં કરીને અહેવાલ રજૂ કરશે જ અને પાર્લામેંટ એ અહેવાલને આધારે જે પગલાં લેવા ઉચિત લાગશે તે લેશે જ."

આ આખરીનામા પછી બીજાજ દિવસે એટલે કે ફેબ્રુઆરીની બીજીએ કમીશન મુંબઇ ઉતર્યું અને હિંદે દેશવ્યાપી એક હડતાળથી એનું સામૈયું કર્યું. મદ્રાસ, કલકત્તા અને દિલ્લીમાં પોલિસ અને મેદની વચ્ચે થોડું ઘણું ઘર્ષણ થયું તે બાદ કરીએ તો આખા ભારત-

વર્ષે શુદ્ધ અહિંસાના ધોરણ ઉપર એ કમિશનનો સફળ અને સંપૂર્ણ બહિષ્કાર કર્યો એમ કહી શકાય.

નોકરશાહીએ દેશની આ તૈયારી જોઇ ને તેનું માથું ફર્યું. લાહોરમાં કમિશનનો વિરોધ કરવા માટે લાલા લજપતરાયની આગેવાની હેઠળ એકત્ર થયેલી લોકમેદની ઉપર લાઠીમાર થયો. લાલાજી અને બીજા સ્થાનિક આગેવાનો પણ ઘ્હાણમાં આવ્યા. લાલાજીનું મૃત્યુ પણ, કહેવાય છે કે, આ લાઠીમારનું જ એક પરોક્ષ પરિણામ હતું. પરંતુ એ બાબત તપાસસમિતિ નીમવાની પ્રજાએ કરેલી માગણી કદી મંજુર ન રખાઇ. કમિશનનો બહિષ્કાર ફક્ત જનતાએ નહિ, પણ ધારાસભ્યોએ પણ કરેલ. એ બાબતનું સત્તાવાર નિવેદન કહે છે તે પ્રમાણે "ધારાસભાના આગેવાનો કમિશનનો ફક્ત સત્તાવાર જ નહિ, પરંતુ સામાજિક બહિષ્કાર કરવાની પ્રતિજ્ઞા લઇને બેઠા હતા." અને છતાં, ૩૧ મી માર્ચને દિવસે મુંબઇ છોડતી વખતે સર જોન સાઇમને આ મહાસત્ય ઉચ્ચાર્યું; "હિંદના વિવિધ ભાગોમાં વસતા બધી જાતિઓ અને વર્ગો સાથે સંપર્ક સાધીને અમે વિદાય થઇએ છીએ."

આ જ વરસે શ્રી વલ્લભભાઇ પટેલને બારડોલીના યાદગાર અહિંસક સંગ્રામે અને યશસ્વી વિજયે **સરદાર** પટેલ બનાવ્યા. ૧૯૩૦ માં આવનાર મહા-લડતની: દેશ જાણે પૂર્વ-તૈયારી કરી રહ્યો હતો.

આ વરસની આખરે કલકત્તા ખાતે મળેલ મહાસભા-અધિવેશનના પ્રમુખપદેથી પં. મોતીલાલજી નેહરૂએ "કાનપુર. લાહોર અને લખનૌ ખાતે થયેલ સાઇમન કમિશનના સખ્ત બહિષ્કારનો ઉલ્લેખ કરીને તેનો પ્રત્યાઘાત એંગ્લો-હિંદી માનસ ઉપર કેવો પડ્યો હતો તેનું બ્યાન કર્યું. કલકત્તાના અંગ્રેજી અખબારો વીશ વરસ સુધી "સખ્ત હાથે હકુમત"ની હિમાયત કરી રહ્યા હતા. 'દારૂગોળાના છેલ્લા છટાંક' સુધી હિંદની આઝાદીની માગણી

સામે .ઝૂઝવાનો તેમનો સંકલ્પ . હતો...નજીકના એક બાગમાં સાઇમન–કમિશનનો ભોજન–સભારંભ ચાલતો હતો ત્યારે મહમદાબાદના મહારાજના મહેલની.આસપાસ પોલીસની લાઇનદોરી હતી... લાલાજીની આગેવાની નીચે ડૉ. આલમ અને ડૉ. સત્યપાલ જેવા કમીશન–વિરોધી સરઘસને મોખરે નીકળે. એ સરઘસ ઉપર લાઠીમાર થાય. લાલાજી ઘવાય...અને પાછળથી મૃત્યુ પામે. આવું બધું બ્રિટનમાં કોઇ પરદેશી હકુમતને હાથે બને તો બ્રિટિશ પ્રજાને કેવું લાગે?...આપણું ધ્યેય આઝાદી છે; એ આઝાદીનું સ્વરૂપ અને મર્યાદા કેવાં હશે એનો આધાર એ ક્યારે અને કેવા સંયોગોમાં આપણને પ્રાપ્ત થાય છે એના ઉપર રહેશે. વગેરે. આ અધિવેશનની સફળતા ઇચ્છતા સંદેશાઓમાં ખાસ ધ્યાન ખેંચે એવા શ્રીમતી સુન–યાત–સેન અને રોમા રોલાં, ન્યુઝીલેન્ડની કોમ્યુનિસ્ટ પાર્ટિ અને લીગ ઓફ રાઇટસ ઓફ મેનના હતા....મહાસભા આઝાદીના રાહ ઉપર આગળ વધતી જતી હતી અને બહારના જગતનું લક્ષ એની લડત તરફ ખેંચાતું જતું હતું.

## અલ્ટિમેટમ !

આ અધિવેશને સરકારને એક વરસનું 'આલ્ટિમેટમ' આપ્યું. ૩૧ મી ડિસેમ્બર ૧૯૩૦ પહેલાં જો બ્રિટિશ સરકાર સામ્રાજ્યમાં રહીને સાંસ્થાનિક સ્વરાજ્યનો દરજ્જો હિંદને નહિ આપે તો "મહાસભા દેશને સરકારની સામે અહિંસક અસહકારની લડત આદરવાનો આદેશ આપશે"

મદ્રાસમાં સ્વીકારાયલ આઝાદીનું આખરી ધ્યેય સિદ્ધાન્ત તરીકે મહાસભા પાસે હતું જ.

આ ઠરાવનો પં. જવાહરલાલે અને શ્રી. સુભાષચંદ્ર બોઝે વિરોધ કર્યો: સાંસ્થાનિક સ્વરાજ તેમને જોઇતું નહોતું; અને એક વરસ સુધી તેમને થોભવું નહોતું......

પણ પ્રજા-બહુમતિ સરકારને એક વરસની મહેતલ આપવાની તરફેણમાં હતી ..કારણ કે પ્રજાના હૃદયે જેને સેનાની તરીકે સ્થાપ્યો હતો એના ઉરમાં હજુ-હા હજુ પણ-બ્રિટિશ રાજતંત્રની સહૃદયતામાં વિશ્વાસ હતો....

એ વિશ્વાસ તૂટ્યો...પંડિત મોતીલાલજી અને ગાંધીજી ૧૯૨૯ના ડિસેમ્બરના આખરી દિવસોમાં વાઇસરોય પાસેથી ખાલી હાથે પાછા ફર્યા ત્યારે.

સરકાર યુદ્ધ માટે તયાર હતી અને પ્રજા પણ યુદ્ધ માટે તૈયાર હતી. શ્રી જવાહરલાલ નહેરૂના પ્રમુખપદે મળેલી લાહોર-મહાસભાની પહેલાના બાર મહિનામાં, ભવિષ્યની લડાઇને અનુલક્ષીને બન્નેએ પોતપોતાની તૈયારી કરી લીધી હતી.

વિઠલભાઇ પટેલના પ્રમુખપદે મધ્યસ્થ ધારાસભાએ બબ્બે વખત ફેંકી દીધા પછી 'પબ્લિક સેફ્ટી બિલ'ને વાઇસરોયે એ વરસની વસંતમાં જ એક વટહુકમ તરીકે બહાર પાડયું.

મહાસભાએ હિંદુસ્તાની સેવાદળની, વિદેશી કાપડ બહિષ્કારની, મદ્યપાનનિષેદની અને અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિઓને સખ્ત બનાવી. બ્રહ્મદેશના પર્યટણે જઇ રહેલ ગાંધીજી ઉપર કલકત્તાની પોલિસે વિદેશી કાપડની હોળીના સંબંધમાં, પોલિસ કાયદાની એક પુરાણી કલમ નીચે, મુકદ્દમો કર્યો અને ગાંધીજીને એક દિવસની સજા મળી.

દરમ્યાન બીજે બધે ધરપકડો, જપ્તીઓ અને જડતીઓ ચાલુજ હતી. મેરઠ રાજદ્રોહ કાવતરાં મુકદમો આજ અરસામાં શરૂ થયો. શ્રી રામાનંદ ચેટરજી જેવા બિન-રાજદ્વારી પુરૂષની, 'બંધનમાં હિંદ'' એ નામની ડૉ. સન્ડરલેંડની ચોપડી પ્રગટ કરવા માટે ગિરફ્તારી થઇ. ભગતસિંહ અને દત્તને દેશનિકાલની સજા ફરમાવાઇ. કલકત્તામાં મહાસભાની કારોબારીના સભ્ય શ્રી સુભાષ બોઝ અને બીજા

ઉપર પણ એક રાજદ્વારી મુકદ્દમો આ જ વખતે ચાલતો હતો. મુંબઇ બંગાળના શણ-વિસ્તારો, જમશેદપુર પાસેનું ગોમટી અને એવા અનેક સ્થળે આખા વરસ દરમ્યાન મજુરોની વ્યાપક હડતાળો એક અથવા બીજે કારણે ચાલુ જ રહી.

અને ૬૪ દિવસના ઉપવાસ પછી જતીન પંજાબની એક જેલમાં રાજદ્વારી કેદીઓના માનવતાના અધિકારને માટે શહીદ થયો. અને રેવરંડ વિઝાયા ૧૬૪ દિવસના ઉપવાસ પછી; બ્રહ્મદેશમાં ૨૧ મહિનાના કારાવાસ પછી છુટેલ આ બુધ્ધભિક્ષુને એક રાજદ્વારી ભાષણને માટે ત્રણ વરસ દેશનિકાલની સજા થયેલી હતી અને કારાવાસમાં માનવતાપૂર્ણ વર્તાવની અને બુધ્ધભિક્ષુના ગણવેશ પહેરવાના અધિકારની માગણી કરતા એ શહીદ થયો.

આ અને આવી ઘટનાઓના પ્રવાહમાં પં. મોતીલાલ નેહરૂના પ્રમુખપદ નીચે કલકત્તાની મહાસભાએ આપેલ એક વરસના અલ્ટિમેટમની અવધિ પુરી થઇ ગઇ અને કુદરતના કોઇ ગેબી સંકેત અનુસાર જ જાણે પં. જવાહરલાલ નહેરૂના પ્રમુખપદ નીચે લાહોર મહાસભા મળી. લાહોર અધિવશનમાં મુકમ્મિલ આઝાદીના ઠરાવ પરની મતગણત્રી પણ ૩૧ મી ડિસેમ્બરે ૧૯૨૯ ની મધરાતે બરાબર ૧૨ વાગે જ પૂરી થઇ. અધિવેશનના મંડપમાંથી. મહાસભાના મંડપમાંથી સેંકડો શહેરો અને હજારો ગામડાંઓમાંથી તે વખતે 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'નો ગગનભેદી ઘોષ ઊઠયો.

રાષ્ટ્રના હૃદય અને બાહુ જેવી મહાસભાએ સંપૂર્ણ આઝાદીનું ધ્યેય સ્વીકાર્યું હતું. ઉંચી નોકરીઓ, બંધારણીય સુધારાઓ, સાંસ્થાનીક સ્વરાજ્ય વગેરેની ભૂલભૂલામણીનાંથી નીકળીને પ્રજા આખરે આઝાદીના અમૃતસાગરને કિનારે આવી પહોંચી હતી. ...આઝાદી ઉગી નહોતી...પણ આઝાદી માટેનું આખરી યુધ્ધ ઉગ-

વાની મંગલ ઘડી તે મધરાતે ભારતવાસી માટે નજીકમાં, બહુ જ નજીકમાં જોઇ હતી!

'વિજય બહુધા તેમને જ વરે છે—જેમનામાં અશકય દીસતાં સાહસો ખેડવાની પણ શકિત છે.' એ પં. જવાહરલાલજીના વચનોએ રાષ્ટ્રમાં નવયૌવનનો ઉન્માદ જગાડી દીધો હતો.

અને તે પછી તો થોડાં જ દિવસોમાં, હિમાલયથી સેતુબંધ સુધીનો આખો દેશ

યેહ સર જાવે તો જાવે
પર આઝાદી ઘર આવે

એ યુદ્ધગીતથી ગાજી ઊઠયો. અહિંસક સેનાઓ નોકરશાહી સામે ઠેર ઠેર સંગ્રામે ચડી.

કયાં વિજયી સામ્રાજય અને કયાં નવલકિશોરો એ
કયાં નવખંડ મહી સ્વામી કયાં પાગલ સેના એ!
તોપ ધડાકે ધરણુ ધ્રુજાવે ગિરિ ગરવા ફોડે
અગન જહાજે અર્ણવ વલોવે દિગ અન્તર તોડે
આભ ગાભમાં વિમાન વીંઝી વિનાશ વરસાવે
જલ થલ વ્યોમે પ્રભુપે પણ નિજ પંજો દરસાવે!
બની ઉત્તુંડ ઘમંડથી માનવ મૂંડે પદ રોપે
સર્વભક્ષી નિજ હોજરી ખાતર સકલ સૃષ્ટિ લોપે
તે આજ ઉભા ડગમગે, કંપતી દગે
સૌ પ્રાણ સુકાતે ગાત્રે
એ કોમળ કિશોર ભાલે
નિજ કાળ કરાર નિહાળે
જુવે જબ્બર સામ્રાજય ચવાતું
વિરાટની દાઢે

ધન્ય ધરણુ એ, ધન્ય મરણ એ, ધન્ય ધન્ય ક્રાંતિ!
ધન્ય લગન એ, પ્રેમ અગન એ, ધન્ય એ આઝાદી
યુદ્ધથી થાકી આલમ ગાશે ધન્ય ધન્ય ગાંધી...

એ દાંડીકૂચ, એ મહાસંગ્રામ, એ ગાંધી–અરવીન કરાર, એ વિજયોત્સવમાં ઝેર રેડતી ભગતસિંહની ફાંસીના સમાચાર, એ કરાંચી મહાસભા, એ ગોળમેજ પરિષદો, એ બીજો સત્યાગ્રહ સંગ્રામ... તે પછીનું થોડું બંધારણીય વેરાન, બીજા વિશ્વયુધ્ધનો પ્રારંભ, પુના ઓફર, ...અને અને એ ઘોરાક્ષરી કે અમૃતાક્ષરી ૮ મી ઓગસ્ટ ૧૯૪૨...શું શું સંભારવું અને શું શું ન સંભારવું? યજ્ઞ હજુ ચાલુજ છે...અને ઇતિહાસની પણ સાક્ષીએ એટલું તો અવશ્ય ઉચ્ચારી શકાય કેઃ–

**વખ્ત આને દે બતા દેંગે તુઝે અય આસ્માન**
**હમ અભીસે કયા બતા દેં, કયા હમારે દિલમેં હૈ!**

# સ્વાતંત્ર્ય સૂર્યનો અરૂણ

[ રશિયાની એક શૌર્ય કથા ]

: લેખક :
ધનવંત ઓઝા



"જર્મન સિપાહીઓને આજ લગીમાં જે શત્રુઓ મળ્યા છે એ સૌ કરતાં વધારે અડિયલ ને આકરા આ સોવીયેટ સૈનિકો છે."

કોઇ કમ્યુનિસ્ટનાં મોમાંથી આ શબ્દો નથી ઉપાડી લીધા કે નથી એ શબ્દો કોઇ શાહીવાદી પ્રચારકના, કે જે સોવીયેટ સંઘનાં નામને આગળ ધરીને પોતાની શાહીવાદી ચાલ રમવાના નાકામયાબ ને બાલીશ પ્રયત્નો કરે છે.

એ શબ્દો ખુદ જર્મનીનાં એક અખબારમાંથી લીધા છે. ઉચ્ચારતાં પણ આપણું મોં દુખી જાય એવું એ અખબારનું નામ છે "વોએલકીશર બીઓબૅકટર."

અને જર્મન અખબાર જ શા માટે? જર્મન સરમુખત્યાર હર એડોલ્ફ હિટલર પણ આ વાતનો સ્પષ્ટ એકરાર આ શબ્દોમાં કરે

છેઃ "સર્વ કાળમાં સૌથી વધારે વિનાશક એવા શત્રુ સામે આજે જર્મન ફોજને ઝઝુમવાનું છે." મોસ્કોનાં રણાંગણે જ્યારે ૧૯૪૧ ના નવેંબરમાં હિટલરને શરમાવનારો પરાજય મળ્યો ત્યારે સોવીયેટ સેનાના બહાદૂર સિપાહીઓએ જે અભૂતપૂર્વ શૌર્ય દાખવ્યું હતું અને અપાર ભોગ આપ્યા હતા એનાં પ્રમાણપત્ર રૂપ આ વચનો હતાં. એ પરાજયનો ટોપલો હિટલરે એ કાળે તો માર્શલ બ્રોટિશના શિરે ઢોળ્યો હતો. પણ એ બિચારાને એ વેળાએ ખ્યાલ પણ ક્યાંથી હોય કે બ્રોટિશને પણ ઉજ્જવળ ગણાવે એવા હાલ એની સરદારીના એ પછી બરાબર એક વર્ષે સ્ટાલીનગ્રાડનાં પાદરમાં જનરલ રોડીમસેવને હાથે થવાના હતા?

તવારીખમાં આ પહેલો જ પ્રસંગ નથી જ્યારે રૂસના દુશ્મનોને મોંમાં આંગળાં નાખીને આવા એકરાર કરવા પડયા હોય. હિટલર તો બિચારો કુછ બિસાતમાં નથી. મહાન ફ્રેડરિક અને યુરોપીય સેનાનીઓનો શિરોમણી નેપોલીયન પણ રૂસની સંરક્ષક તાકાત જોઇને અજાયબ થયા હતા અને ખેલદિલી ભરેલી જબાનમાં એમણે એ તાકાતને બિરદાવી પણ હતી.

## નેપોલીયનનાં પ્રશંસા વચનો

માર માર કરતી નેપોલીયનની યુરોપવિજયી ફોજ મોસ્કો તરફ કૂચ કર્યે જતી હતી. કોણ એને રોકે-રોકી શકે? ઓગણીસમાં શતકના આરંભ કાળે બોનાપાર્ટના બખ્તરીયા સામે ઉભા રહેવાની કોઇની મગદુર જ ન હતી. એ કાળે બોરોડીનોનાં રણક્ષેત્ર ઉપર એક ભયંકર સંગ્રામ ખેલાયો. એ સંગ્રામમાં પરાજય તો થયો રશિયનોનો. પણ વિજયી ફ્રેન્ચ સેનાનીને રૂસની તાકાતનો પ્રથમ પરિચય મળી ગયો. વિસ્મયકારક એવું એક વચન નેપોલીયન બોનાપાર્ટે એ કાળે ઉચ્ચાર્યું હતું. એ ઇતિહાસ નોંધે છેઃ "બોરીડીનોનાં યુદ્ધમાં રશિયનોએ સાબિત કર્યું છે કે એ અપરાજીત છે."

અને પછી મોસ્કો સુધી એ સેના પહોંચલી ખરી. પણ જેટલી હિંમત, જેટલી હોંસ ને જેટલો ઉત્સાહ એનામાં પહેલાં હતાં એટલાં તો ન જ રહ્યાં. અને એક દિવસ રાત્રીની અધવચ ક્રેમલિનનાં મહાલયમાં શાંતિની નિદ્રા લેતા ને વિજયનો આનંદ અનુભવતા એ સમ્રાટને સંત્રીએ જગાડયો ત્યારે એને એની ભૂલનો ખ્યાલ આવ્યો. મોસ્કોવાસીઓએ પોતાની પ્યારી નગરીને આગ લગાડી દીધી હતી. નેપોલીયનની આંખ ઉઘડી ગઇ. એણે પોતાની સેનાને ઝડપથી પિછે-કદમ માંડવાનાં ફરમાન આપ્યાં. અને જ્યારે ફ્રેન્ચ સેના રૂસની સરહદ ઓળંગીને એ કપરા શિયળામાં બહાર આવી ત્યારે એના વીસ ટકા જેટલા સિપાહીઓ પણ અવશેષમાં રહ્યા ન હતા !

## ને તેથીયે પાછળ

તવારીખનાં પાના એથી પણ પાછળ ફેરવો. મહાન ફ્રેડરિકના હાલ જુઓ. સર્વથી આગળ, ઇતિહાસના ઉષ:કાળ સુધી ચાલ્યા જાવ. લાવોનીયન સરદારો સામે અને તાર્તરીના ખાન સામે રશિઅનોએ પોતાની આઝાદીનાં રક્ષણ માટે કેવા કેવા ને કેટકેટલા ભોગ આપ્યા છે ?

એ આઝાદી યજ્ઞની વિગતોમાં ઉતરવાનું અહીં સ્થાન નથી. આટલું જ કહેવું અહીં મુનાસબ છે કે પરચક્રનો ભય જ્યારે જ્યારે ઉભો થયો છે ત્યારે ત્યારે રૂસના પ્રજાજનોએ કોઇ ત્યાગને મોટો ગણ્યો નથી.

## રાષ્ટ્રીય જુલ્મગારો સામે

પણ માત્ર વિદેશી આક્રમકો સામેજ આવી સરફરોશી, રૂસની જનતાએ, અઢારમાં શતકના અંત સુધી દાખવી છે. રાષ્ટ્રીય જુલ્મ-ગારો સામે માથું ઉંચકવાનું ભાન એને હજી એ કાળ સુધી આવ્યું ન હતું.

પણ એ પછી ટોલ્સ્ટોય જેવા પ્રજ્ઞાચક્ષુ આર્ષ દૃષ્ટાઓના પ્રયાસને પરિણામે અને કંઇક ક્રાંતિવીરોના ભોગને લીધે રાષ્ટ્રીય જુલમગારો સામેયે એ લોકોએ માથું ઉંચક્યું છે. અને એ કાળમાં એમણે જે અદ્‌ભુત શૌર્ય બતાવ્યું છે એના તરફ સૌ સ્વાતંત્ર્ય-પ્રેમીનાં મસ્તક નમે છે.

ઝારશાહી સામેનાં આ આંદોલનમાં કંઇક પ્રસંગો એવા નોંધાયા છે જે રોમાંચક છે. અને પછી તો જ્યારથી લેનીનની સરદારી નીચે એ લડતનું સ્વરૂપ પલટાયું ત્યારે તો જાણે જુદી જ માટીનાં માનવી રૂસમાં ઘડાવા લાગ્યાં છે.

## ૧૯૪૧ ના જુનની ૨૨ મી પછી

ભૂતકાળની એવી કથાઓને પણ ભૂલાવી દે એવાં પરાક્રમો ૧૯૪૧ ના જુન પછી સોવીયેટ પ્રજાજનોએ ને લાલ સેનાના સિપાહીઓએ કર્યાં છે. મોસ્કો, લેનીનગ્રાડ, સેબાસ્ટોપોલ ને સ્ટાલીનગ્રાડનાં યુધ્ધોની જોડ ઇતિહાસમાં ક્યાંયે નહિ જડે.

રૂસના આવા આઝાદી યજ્ઞમાં આહુતિ બની જનાર એવી એક વીરાંગનાની સત્યકથા અને એ પણ હજી ગઇ કલની જ, રજુ કરીને સંતોષ માનવાનો મારે રહેશે.

## અમર ઇકાટરીના

ઇકાટરીના નામની નારીની આ કથા છે.

એના ગામના લોક જ નહિ પણ સારા યે જીલ્લાના લોક એને જાણતા હતા. ઉંચી ને કદાવર એવી ઇકાટરીનાએ સૌની ચાહના મેળવી હતી. નિખાલસ ને ઉદાર એવાં દિલને પરિણામે, એને બ્યાજબી ન લાગે એવું કોઇ કામ એ ન કરતી—પછી ભલે એને પરિણામે ગમે તેને નાખુશ થવું પડે તો યે.

અને એની જબાન? સીધી ને હૃદયદ્રાવક શૈલીમાં જ્યારે બોલતી ત્યારે ધાર્યાં નિશાન એ પાડતી.

એટલે જ એક દિવસે શાંત સ્વભાવના લ્યુબીને એને એક તરફ બોલાવીને કહ્યું: "ઇકાટરીના પેટ્રીના! તું પ્રભાવશાળી નારી છે. ધરતીનું ધાવણ તું ધાવી છે અને તેથી તો તારું દિમાક સ્વચ્છ ને નિર્મળ છે; એટલે જ તું સદાયે સૌથી આગળ રહે છે."

આવી ઇકાટરીના હતી. મોખરે જેમ શાંતિમાં એ હતી એમ યુદ્ધકાળમાં પણ એ મોખરે હતી. માતની આઝાદી જોખમમાં આવી પડી હતી. ઇકાટરીના કેમ શાંત બેસી શકે?

ઇકાટરીનાના ત્રણે પુત્રોને લાલસેનામાં જવાનું થયું. બધા જુવાનોને મોરચા ઉપર જવાનું હતું. પછી ગામની પંચાયતમાં મુખી કોણ બને? ઇકાટરીના મુખી બની.

ઝરમર ઝરમર વરસાદ જ્યારે વરસતો હતો એવાં એક પ્રભાતે જર્મન સેના વીલ્કીનાં ગામડાં ઉપર ત્રાટકી પડી. ગામને સાચવવા ચાલીસ સિપાહીને મુકીને એ સેના આગળ વધી. કાર્લ ક્લૉસ નામનો એક નાઝી અફસર એ સિપાહીઓનો અગ્રણી હતો.

ગામનાં ખેતરોમાં એ ભાઇ ફરવા નીકળ્યા. વ્યવસ્થિત ને સંયોજીત એ બધું જોઇને એના મોંમાં પાણી આવ્યાં. દુભાષિયાને પાસે રાખીને એણે ઇકાટરીનાની મુલાકાત લીધી. કાર્લ કલૉસે દુભાષિયાને કંઇક કહ્યું અને દુભાષિયાએ ઇકાટરીનાને કહ્યું:

"હર કાર્લ કલૉસને આ બધું બહુ ગમ્યું છે."

"મને પણ એમ જ લાગ્યું." ઇકાટરીનાએ ઉત્તર આપ્યો.

"આ જમીનમાંથી બસો હેક્ટર જમીન એને મળશે એવું વચન આપવામાં આવ્યું છે; જો કે એ જમીન ઉપર કામ તો રશિયનો જ કરશે," દુભાષિયાએ વાત આગળ ચલાવી.

"તેથી શું થયું ? એવાં વચનોનું પાલન નહિ થઇ શકે" ધ્રકાટરીનાએ રોષ ભરેલા અવાજે જવાબ આપ્યો.

"સાચેજ આ જમીન એમને બહુ ગમી છે."

ધ્રકાટરીના ગામ સોંસરી ભારે હૈયે ચાલી. જાણે એનાં હૃદય ઉપર કારમો ઘા પડ્યો હોય એવું દુ:ખ એને થતું હતું. પંચાયતનાં કાર્યાલય પાસે એક બાકડાંનાં પાટીયાં ઉપર એ બેસી ગઇ.

"આવા સુબ્વરો શું અમારી મહેનતનો પાક ખાઇ જશે ?" એણે મનોમન કહ્યું. અને પછી કૃતનિશ્ચય એ ચાલવા માંડી. ઘેરઘેર એ ફરી વળી ને એણે બધેજ એક સંદેશો આપ્યો: "ભાઇઓ ! ખેતર ઉપર કામ કરવા માટે કોઇ ન જતા."

અને એ સાંજે આખાં ગામના લોકોને પકડી પકડીને પંચાયતનાં કાર્યાલયના ચોકમાં લાવવામાં આવ્યા. એમની આસપાસ હથીયારબંધ જર્મન સિપાહીઓનું વર્તુળ રચાયું.

સૌથી છેલ્લે આવ્યા કાર્લ ક્લોસ મહાશય. એમના વતી એમના દુભાષિયાએ વાત શરૂ કરી:

"હર કાર્લ ક્લોસને રશિયન લોકો માટે બહુ પ્રેમ છે. એમને એ પ્રેમ અખંડ રહેશે. પણ તમારે તમારી ફરજ ન ચુકવી જોઇએ. તમારે પાક ઉતારવો જ જોઇએ."

સૌ શાંત રહ્યાં. માત્ર ધ્રકાટરીનાનો સિંહણ શો અવાજ ગાજી ઊઠ્યો :

"હા. એમને અમારા માટે પ્રેમ છે—જેવો પ્રેમ વરૂઓને ઘેટાં માટે હોય છે એવો ! પણ એમણે જાણી લેવું જોઇએ કે અમે ઘેટાં નથી !"

દુભાષિયાએ આ વચનો ક્લોસ મહાશયને સંભળાવ્યાં. ક્લોસ મહાશયનાં શરીરમાં એક ધ્રુજારી આવી ગઇ. એનો ચેહેરો ઉતરી ગયો. પછી મોં ઉપર એણે કૃત્રિમ હાસ્ય ઉભું કર્યું અને સિપાહી-

એને કંઈક ફરમાન કર્યું. સિપાહીઓએ બંદૂકો તાકી. એક મશીનગન આ લોકો સામે લાવવામાં આવી.

વાતાવરણ ભયપ્રેરક બની ગયું. બિચારો લ્યુબીન! એ થરથરી ગયો. "પાક ચોક્કસ ઉતારવોજ જોઈએ. ઈકાટરીના પણ..." એણે વાતાવરણને નરમ પાડવા કહ્યું.

તરત જ કલૉસે કંઈક નિશાન કર્યું. બંદૂકોની નાળો નીચી નમી. મશીનગન દૂર ધકેલાઈ. કલૉસે લ્યુબીન તરફ સંમતી સૂચક માથું હલાવ્યું.

અને લ્યુબીન બિચારો અત્યંત શરમિંદો બની ગયો. કંઈક મહાન અનાચાર એને હાથે થયો હોય એવો એનો ચહેરો થઈ ગયો.

પણ બીજે દિવસે ય કોઈ કામે ન ગયું.

ઈકાટરીનાનું ફરમાન બીજે દિવસ ઘરેઘર પહોંચી ગયું: "ઉભા પાકને જલાવી દો! તમે જો નહિ જલાવી દો તો ગામના લોક એ કામ કરશે! એ પણ નહિ કરે તો આ છોકરીઓ કરશે! અને છેવટે હું તો છું જ ને એ કામ પતાવવા માટે!"

સૌએ એની વાત મંજુર રાખી.

કલૉસ પરિસ્થિતિ પારખી ગયો. ઈકાટરીના વિના અહીં પાંદડું સરખું ફરકે એમ નથી એ વાત એ સમજી ગયો.

એ સાંજે ઈકાટરીનાને સમજાવવા એ એને ઘેર ગયો.

એથી કંઈ એ બહાદૂર નારીને આશ્ચર્ય ન થયું. એણે એ આવશે એવી ગણત્રી કરી જ રાખી હતી. એની પુત્રીઓને તો એણે જંગલમાં સંતાઈ જવા મોકલી પણ આપી હતી.

દુભાષિયાએ વાતનો આરંભ કર્યો. "કાર્લ કલોસ પાક ઉતરાવવા માગે છે."

"અમારા પાકનું શું કરવું એ અમે સારી રીતે જાણીએ છીએ, એમાં તમારી સલાહની કોઈ જરૂર નથી." ઇકાટરીનાએ તરતજ જવાબ આપ્યો.

"હેર કાર્લ કલોસ કહે છે કે તમારાં ગામની આસપાસની જમીન અને બધી મિલ્કત એની છે. ફુરરે એ એને ઇનામમાં આપી છે."

"હિટલરને અહીં વાવેતર કરવા મોકલો અને પછી જે અનાજ પાકે એ ભલે એ ઇનામમાં આપતો."

કાર્લ કલોસે એના ચાબુકનો એક સખત ફટકો ઇકાટરીનાના ચહેરા ઉપર લગાવી દીધો. ઉઝરડાયેલા ચહેરામાંથી લોહી વહેવા માંડયું. કલોસ ઘર બહાર નીકળી ગયો.

"એને ખતમ ન કરી નાખતા. એને તાબે કરો. પછી જ એને મારી નાખીશું." દુભાષિયાને આવું ફરમાન કલોસ આપતો ગયો.

થોડીવારે બે સિપાહી સાથે દુભાષિયો આવ્યો. એણે ઇકાટરીના આગળ એક કાગળનો ટુકડો ધર્યો ને સહી માગી.

ઇકાટરીનાએ એ કાગળ વાંચ્યો. "મેં કામે જવાનું ફરમાન નથી લખ્યું. હું શાને સહી કરું?" ઇકાટરીનાએ કહ્યું.

"ઇકાટરીના! હું જાણું છું કે તારે પુત્રીઓ છે. જો તને એને માટે પ્રેમ હોય તો આના ઉપર સહી કરી આપ." દુભાષિયાએ કહ્યું. ઇકાટરીનાનાં મનમાં મંથન ચાલવા માંડયું. એણે પુત્રીઓને સંતાવા નાસી જવાની સૂચના તો આપી દીધી હતી. તોયે શું એ પુત્રીઓ આ પિશાચોને હાથ પડી ગઈ હશે? ખૂબ ખૂબ વિચારને અંતે એણે જવાબ આપ્યો: "અમારી પુત્રીઓને પ્રમાણિક પુરૂષોને માન આપવાની અને બાયલાઓનો તીરસ્કાર કરવાની તાલીમ અમે

આપી છે. તમારા જેવાઓને એ બરાબર પહોંચી વળશે.” આમ કહીને એણે એ કાગળનો ડુચો કરી દુભાષિયાના ચહેરા તરફ ફેંક્યો.

દુભાષિયાએ તરતજ ફરમાન આપ્યું; “એને નવસ્ત્રી કરો! અને પછી એને બહાર રસ્તા ઉપર ધકેલી દો!”

ભૂખ્યાં વરૂઓની જેમ સિપાહીઓ તૂટી પડ્યા. ઇકાટરીનાનાં વસ્ત્રો એમણે ખેંચી કાઢ્યાં. એનો લાંબો ચોટલો એની પીઠ ઉપર પથરાઇ ગયો. એ ચોટલાને દુભાષિયાએ સળગાવ્યો.

“તને આખી ને આખી શેકી નાખીશ, કુલટા!” એણે કહ્યું.

ઇકાટરીનાએ મજબૂત મુઠ્ઠી વાળી ને દાંત ભીડ્યા. એ શાંત રહી.

અને એ રાતમાં ઇકટરીનાનાં મકાનમાંથી ચીસ – કારમી ચીસ – સંભળાઇ.

આખું ગામ એના ઘર આગળ એકઠું થયું.

“કુત્તાઓ! ઇકાટરીનાને એ લોકો ત્રાસ આપે છે!”

ધીમે ધીમે ચીસ ધીમી પડી ને બંધ પડી.

ગામના સૌ લોક જે હાથ પડ્યું તે લઇને જંગલમાં નસી ગયા.

બે દિવસ પછી ઇકાટરીનાનું શબ લઇને લ્યુબીન છુપાએલાં લોક પાસે આવી પહોંચ્યો.

ગંભીર વાતાવરણમાં એની ઉત્તર ક્રિયા કરવામાં આવી. સૌએ એનાં ખુનનો બદલો લેવાના શપથ લીધા.

ને થોડાજ દિવસમાં ગામના લોકો કુહાડી અને પાવડા જેવાં

જે કંઇ હથીયાર હાથ આવ્યાં એ લઇને ગામ ઉપર ઊતરી પડયા. એકે એક જર્મનનો એમણે વધ કર્યો.

ઇકોટરીના જેવી વીરાંગનાઓ કે વીર પુરૂષો સોવીએટ સંઘમાં વિરલ નથી. સામાન્ય નિયમ જેવા આવા તે લોક છે. સોવીએટ સામે માથું અફાળીને નાઝીઓ કયાંથી વિજયને વરવાના છે? અને એ નાઝીઓનો પરાજ્ય થશે પછી, શાહીવાદીઓનો એ છેલ્લો બુરજ તૂટશે પછી, દુનિયા ઉપર ગુલામી કે પરતંત્રતા કયાંથી નભવાનાં છે? પછી તો જગત ઉપર આઝાદીનો સૂર્ય સોળે કળાએ ખીલશે. એ આઝાદી સુર્યના અરૂણ સમા સોવીએટ શૌર્યને આપણે વંદના કરીએ.



# અણનમ ચીન

## આઝાદી !

એ શબ્દનાં નામ ઉપર જાન ન્યોછાવર કરનારા રાષ્ટ્રભક્તો ક્યા દેશમાં નથી પાક્યા? પણ ઇતિહાસમાં જો કોઇ દેશનાં સંસ્કારમાંજ આઝાદીની સાચી ભાવના ભરી હોય તો એ ચીનમાંજ. બીજાની સ્વતંત્રતાની જેને દરકાર નથી, પોતાની સ્વતંત્રતાની વાત કરવાનો એવાઓને શો અધિકાર છે? ચીનનો ઇતિહાસ તપાસો. એ ઇતિહાસ પોકાર પાડીને કહે છે કે: "ચીનને બીજાઓની ભોમ ખપતી નથી. કોઇનાં સ્વાતંત્ર્યનું ભક્ષણ એને કરવું નથી અને એજ રીતે પોતાના સ્વાતંત્ર્યનું રક્ષણ એને કરવું છે"

ત્રણ ત્રણ હજાર વર્ષથી ચીનની સંસ્કૃતિ ફાલી ને ફુલી છે. કાળના ગર્ભમાં નજર કરીએ, એ બસો ત્રણસો વર્ષના એક ગાળા

સીવાય, ચીની પ્રજાએ કે એના શાસકોએ બીજા કોઇ પ્રદેશ ઉપર કુદૃષ્ટિ નથી માંડી.

ચીની રાજકારણના પહેલા સિધ્ધાંતો રચનાર કોન્ફ્યુસીઅસ હતો. એ સંત પુરૂષનાં પગલે પગલે એ પછીના રાજપુરૂષો મહદ અંશે ચાલ્યા છે.

આવા સંસ્કારમાં ઉછરેલા ચીની જનતાને સ્વાતંત્ર્ય યુધ્ધ ખેલવાનો પહેલો મહાન અવસર કોરીઆમાં આવ્યો. ઓગણીસમાં શતકનાં ચોથા દશકામાં કોરીઆ જાપાનની એડી નીચે ગયું. ત્યારથી આજ લગી એ નાનકડા પ્રદેશની બહાદુર પ્રજા નિરંતર આઝાદીજંગ ખેલી રહી છે. કોરીઆની સંસ્કૃતિનો નાશ કરવા જાપાન ત્યાં જાપાની ભાષામાં કેળવણી આપવાના પ્રયત્નો કરે છે અને નિષ્ફળતા મેળવે છે. ત્રાસ ને જુલ્મનો કોઇ પાર ત્યાં નથી અને તોયે એ વીર પ્રજા 'મીન' કહેતી નથી. નાનાં નાનાં બાળકો ઉપર ચાબુકના ફટકા પડે તોયે 'જાપાનની જય!' બોલવાની એ ના પાડે છે. ને 'અમર રહો માત કોરીયા'નો નાદ એ ગજવે છે.

કોરીયાના આ સંગ્રામ પહેલાં જાપાન સામે પોતાનાં સ્વાતંત્ર્યની રક્ષા કાજે ચીનને ત્રણ ત્રણવાર ઝઝુમવું પડ્યું હતું.

પણ ચીનને એક રાષ્ટ્ર બનાવનાર એવો આગેવાન તો **સન-યાટ-સન** જ થયો. એણે શોષિતોનાં હિત તરફ નજર માંડી. એણે જુનાં તંત્રને ભાંગી નાંખ્યું. એણે પ્રજાસત્તાક ચીનની સ્થાપના કરી.

સન-યાટ-સેનના કાળમાં ચીન બળવાન બન્યું. પછી એનાં અવસાન પછી ચીનમાં આંતરિક કલહો ઉભા થયા. એના ઇતિહાસમાં આપણે ઉતરતા નથી. એ આંતરિક કલહોનો લાભ લઇને જ તો જાપાન મંચુરીઆ ગળી ગયું અને ચીનના કેટલાયે ભાગ ઉપર એણે આધિપત્ય મેળવ્યું. એ કાળે ચીનમાં એક એવો આગેવાન હતો અને એક એવો પક્ષ હતો જે રાષ્ટ્રીય એકતા સ્થાપવા

માટે ભગીરથ પ્રયત્ન કરનો હતો. માવ–સી–તુંગ એવું એ આગેવાનનું નામ હતું. " રાષ્ટ્રીય ઐક્ય વિના જાપાન સામે સફળતાની આશા રાખવાનો કશો જ અર્થ નથી. ભલે આપણી વચ્ચે મતભેદો હોય, ભલે એ મતભેદો ગમે તેટલા તીવ્ર હોય, પણ જાપાની આક્રમણ સામે તો આપણે એક થઇને જ લડવું જોઇએ." આવા એ આગેવાનનાં વચનો હતાં

આવા આવા ઐક્યના અનેક પ્રયત્નો ૧૯૩૭ સુધી નિષ્ફળ જ ગયા. અને એ કાળ પછીથી ચીન એક કતાર બનીને જાપાન સામે રણે ચડયું છે.

અને ત્યારથી ચીને જનતાનાં યુદ્ધનો અજબ જેવો પરીચય આપ્યો છે. ગેરીલા લડાઇની કળાને એણે જે રીતે વિકસાવી છે એનાથી દુનિયાના સૌ સેનાપતિએ વિસ્મય પામ્યા છે. 'ધીખતી ધરા'ની જે નીતિએ હિટલરનાં દળોને સોવીયેટ સંઘમાં હાથ ઘસતાં કર્યાં છે એ નીતિનો સફળ અને સૌથી પહેલો અમલ આ ચીની બહાદુરોએ કર્યો છે.

જાપાન સામે પાંચ પાંચ વર્ષથી ઝઝુમતા આ વીરોની યુદ્ધપધ્ધતિનો આપણે અભ્યાસ કરવો જરૂરી છે. જાપાન જ્યારે આપણે દરવાજે ઉભું છે ત્યારે એના પાઠ આપણે લેવાના જ છે.

ચીનની લાલ સેનના મુખ્ય સેનાની માવ–સી–તુંગના શબ્દોમાંજ આપણે એની રજુઆત કરીએ:–

" આ યુદ્ધની વ્યુહરચના યુક્તિ-પ્રયુક્તિનાં યુદ્ધની હોવી જોઇએ. એ સીધી લડાઇ ન હોય. એનો મોરચો ખૂબ લાંબો, નિરંતર પરિવર્તન પામતો અને અચોકકસ હોવો જોઇએ. આ વ્યૂહરચનાના વિજયનો આધાર એની પ્રવાહિતા ઉપર જ છે મુશ્કેલ પ્રદેશનો અનુકૂળ એવી આ વ્યૂહરચના છે. એમાં ઝડપી આક્રમણ થાય ને

ઝડપી પિછેહઠ થાય. એમાં સેના ઝડપથી એકત્રીત થાય ને ઝડપથી વિખરાઇ જાય."

આ યુદ્ધ–પદ્ધતિને ગેરીલા યુદ્ધપધ્ધતિ ગણાવવામાં આવે છે. પણ આ માત્ર ગેરીલા યુદ્ધપદ્ધતિ નથી. એ તો એક એવી પધ્ધતિ છે કે જેમાં ગેરીલા–પદ્ધતિનાં અને વર્તમાન–યુધ્ધ–પદ્ધતિનાં લક્ષણોનો સમન્વય થયો છે. ચીન પાસે વર્તમાન પધ્ધતિને અનુરૂપ પુરાં સાધનો નથી. પણ તેની પાસે સિંહની છાતી છે. એ આત્મવિશ્વાસ ગુમાવે તેમ નથી. ગમે તેવા કપરા સંજોગોમાં પણ લડવા એ તૈયાર થાય અને એમાં વિજય મેળવ્યા વિના એ ન જંપે.

આવાં આ ચીનની સેના–લાલ સેના–પણ વિશિષ્ટ પ્રકારની છે. એ લૂંટફાટ ન કરે. એ ત્રાસ ન આપે. એ સેનાની શિસ્તના ત્રણ સાદા નિયમો છે: (૧) ફરમાનનું તત્કાળ અનુસરણ કરો; (૨) ગરીબ કિસાનની કોઇપણ મિલકત્ત જપ્ત ન કરો; (૩) જમીનદારોની જપ્ત થયેલી મિલ્કત તત્કાળ સરકારને હવાલે કરો.

એ સેના માટે ત્રણ ફરજ મુકરર કરવામાં આવી છે.

૧. મરણ પર્યંત લડો

૨. જનતાને સશસ્ત્ર કરો

૩. નાણાં ઉઘરાવી સરકારને સોંપો.

અને આ સેનાના ધ્યાનમંત્રો પણ કેટલા સરસ છે! આ રહ્યા એ ધ્યાન–મંત્રો:

૧. દુશ્મન આગળ વધે તો આપણે પિછેહઠ કરી જવી.

૨. દુશ્મન જો સ્થિર બનીને છાવણી રાખે તો આપણે તેને ત્રાસ આપીએ.

૩. દુશ્મન યુધ્ધથી દૂર રહેવાનો પ્રયત્ન કરે ત્યારે આપણે આક્રમણ કરીએ.

૪. જ્યારે દુશ્મન પિછેહઠ કરે ત્યારે આપણે આગળ વધીએ.

હિંદના આઝાદી જંગને ચીનનો સંદેશ સાફ છે. ઐક્ય વિના આઝાદી સંભવે નહિ અને આઝાદી વિના વિદેશી આક્રમણનો સફળ સામનો થઇ શકે નહિ એ સત્યનો પાઠ ચીન આપણને આપે છે.

પણ બ્રિટનના શાહીવાદીઓ હિંદ ઉપરની પકડ ઢીલી પાડતા નથી અને જાપાનના સામનાની સામે આક્રમણ કરવાની વાત કરે છે. પણ બ્રહ્મદેશમાં આજે ફોરવેગે જે પ્રવૃત્તિ ચાલે છે એ નથી બતાવતી કે અસંતુષ્ટ એવા હિંદ જેવડા મહારાષ્ટ્રને પીઠ ઉપર રાખીને એ આક્રમણ ક્યાંથી કરવાના છે ? હિંદી ગૂંચનો ઉકેલ કરવાની ફરજ દુનિયાનાં પ્રગતિશીલ બળો બ્રિટનના શાહીવાદને પાડશે જ અને એમાં ચીનનો હિસ્સો નાનો સૂનો નહિ હોય.

જનરાલીસીમો ચાંગ-કાઇ શેક એવા પ્રયત્નનો આરંભ તો એમની હિંદની મુલાકાત વેળા પણ કર્યો જ હતો ને ?

પણ શાહીવાદીઓને અત્યારની મનોદશા પાલવશે. જાપાન જો આક્રમણ કરે તો મલાયા, સિંગાપોર કે બ્રહ્મદેશની જેમ આસામ કે બંગાળ ખાલી કરવામાં એમને કોઇ નડતર નહિ નડે. પણ આ દેશ આપણો છે. આપણે એમના જેવી વલણ અખત્યાર નહિ કરી શકીએ. જો જાપાનનું આક્રમણ આવે તો એનો સામનો કરવા આપણે એકત્રિત ને સંગઠિત બનવું જ જોઇએ.

એવી રીતે ઐક્ય સ્થાપીને, સ્વાતંત્ર્ય મેળવીને ચીનના આપણા બહાદુર પડોશીઓને એમના સ્વાતંત્ર્ય-યુદ્ધમાં આપણે સંપૂર્ણ સહકાર આપીએ.

## આઝાદીની યજ્ઞજ્વાળા

### કયા પ્રદેશમાં આજે સાચાં અને ભીષણ સ્વરૂપે પ્રજળી રહી છે?

દુનિયાભરમાં સાચી સ્વતંત્રતા એક માત્ર સોવીયેટ સંઘમાં જ છે અને તેથી જ એને એની રક્ષાની આવી અદ્‌ભુત તમન્ના છે.

આવા આ સોવીયેટ જનસમુહના રાહબર

# સ્ટાલીન.

: લેખક :
ધનવન્ત ઓઝા

વિષે રસ-ભરપુર ને પ્રેરણાદાયી માહીતી આપતી **યુદ્ધ-પુસ્તિકાની** નવી શ્રેણીની છ આનાની કીંમતની (વાર્ષીક લવાજમ સાડાચાર રૂપીઆ) પહેલી પુસ્તીકા વાંચ્યા વીના તમને નહિ ચાલે

: લખો ;

ધનવન્ત ઓઝા; સંચાલક; યુદ્ધ-પુસ્તિકા
વિદ્યા-વિલાસ; ૧૦ મો રસ્તો; ખાર; મુંબઇ.